ॐ तत्सत् परमात्मने नमः

सत्यमेव जयतेनानृतं

# जनसुखरत्नमाला

## अने

# मनहर वीणा.

## ભાગ ૨ જો.



રચી પ્રસિદ્ધ કરનાર.

કવિ જનસુખરામ નરહરરામ.

ઠે. હવાડીઆ ચકલા-સુરત.



સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦



મૂલ્ય ૦-૩-૦.

# પ્રસ્તાવના.

ધર્મ એજ મનુષ્યનું જીવન છે. જે મનુષ્યમાં ધર્મ અને નીતિ નથી તે મનુષ્ય ધમણની પેઠે મિથ્યાજ શ્વાસ લેછે. નીતિ વિનાનું જીવન પણ ત્રિનાના વૃક્ષ જેવું છે. મનુષ્યના કલ્યાણાર્થે વ્યાસ મુનિએ વિદૂરનીતિ મહાભારતમાં બહુજ ઉત્તમ રચી છે. સંસ્કૃતમાં ચાણાક્યનીતિ ભર્તૃહરિ નીતિશતક વગેરે સરસ ગ્રન્થો છે. જનમંડલને વ્યવહારમાં ઉપયોગી થઇ પડે તેથી મેં રત્નમાલા રચવાનો પ્રયાસ કર્યો છે. ટુંકા ટુંકા વાક્યો જો સ્મૃતિમાં રહે તો વ્યવહારમાં બહુ ઉપયોગી થઇ પડેછે. રત્નમાલામાં વેદાન્તનું રહસ્ય પણ કોઇ કોઈ સ્થલે જણાવ્યું દીધું છે. પાઠક મહાશય જો ધ્યાનથી આ પુસ્તકનું અવલોકન કરશે તો અવશ્ય અત્યંત ઉપયોગી થઈ પડશે. રત્નમાલાનાં ઘણા વાક્યો માર્ગમાં ચાલતાં ચાલતાં મેં લખી લીધાં છે. વિદ્યા એજ મનુષ્યનુ ભૂષણ છે એ મારા અંતઃકરણમાં ઘણા સમયથી ઠસેલું છે અને તેને પ્રાપ્ત કરવામાં મેં તન મન અને ધનનો મોટો ભોગ આપ્યો છે. ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, રમવું, જમવું, ભમવું એ કાંઈ આ મનુષ્યનું દેહનું સાર્થક નથી. આ મનુષ્ય દેહ અતિ દુર્લભ છે. દેવતાઓ પણ આ મનુષ્ય દેહની ઇચ્છા ધરાવે છે.

ધર્મ, અર્થ કામ, અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ મનુષ્ય દેહથીજ સિદ્ધ થાય છે. આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ તો પશુમાં પણ હોય છે. મનુષ્યમાં એક ધર્મ

વિશેષ છે અને તેથીજ શાસ્ત્રકારોએ મનુષ્ય દેહને સૌથી શ્રેષ્ઠ કહ્યો છે. જે મનુષ્ય ધર્મને ધક્કો મારી અધર્મને વશ થાયછે, તે મોટા વિનાશને પ્રાપ્ત થાય છે એમાં કિંચિત્ પણ સંશય નથી. અંતે ધર્મનો જય થાય છે. જો અધર્મનો જય થતો હોત તો રાવણ, દુર્યોધન, કંસ, વગેરેનો નાશ થાત નહિ. આ આયુષ બુદ્બુદવત્ છે તસ્માત્ સંસારના ક્ષણિક સુખમાં લોભાઇ ના જતાં મનુષ્યે અવશ્ય ધર્મનો સંગ્રહ કરવો જોઈએ. જે મનુષ્ય ધર્મનો નાશ કરે છે તેનો ધર્મ નાશ કરે છે, અને જે મનુષ્ય ધર્મનું રક્ષણ કરે છે તેનું ધર્મ રક્ષણ કરે છે.

જનસુખ રત્નમાલાની સાથે મનહર વીણા ભાગ ૨ જો પણ દાખલ કર્યો છે. મનહર વીણાના પ્રથમ ભાગના અત્રેના પ્રખ્યાત વિદ્વાન રા. રા. મધવચરામ બળાવચરામ હોરા કે જેઓએ શ્રીકૃષ્ણદર્શન, મહેશ્વરમહિમા, વગેરે ઉત્તમ પુસ્તકો લખી પોતાનું અદ્ભુત પાંડિત્ય દર્શાવ્યું છે તેઓશ્રીએ, કરણઘેલા નાટકના કર્તા વિદ્વાન્ રા. રા. લલિતાશંકરે તમજ અન્ય વિદ્વાનોએ સારી પ્રશંસા કરી છે. મનહર વીણાના બીજા ભાગથી વિદ્વાનોને સંતોષ થશે એવી આશા છે.

કવિ જનસુખરામ નરહરરામ.

—(૦)—

ॐ तत्सत् परमात्मने नमः

# जनसुख रत्नमाला.



૧. વૃક્ષ તાપ ખમી અન્યને શીતલ છાયા આપે છે, તેમ પરોપકારી મનુષ્ય પોતે દુઃખ ખમી અન્યને સુખ આપવા અનુદિન ઉત્સુક રહે છે.

૨. આપણા પર કોઇ કઠોર વાણીનો પ્રયોગ કરે છે, તો તે વખતે જેવી રીતે આપણા અંતઃકરણ ઉપર તીવ્ર ઘા પડે છે, તેવીજ રીતે અન્યના ઉપર પણ પડે છે, એવું વિચારી મનુષ્યે કોમલ વાણીનો પ્રયોગ કરવો.

૩. મનથી વચનથી અને કર્મથી કોઇ પણ પ્રાણીને પીડા ન આપવી એજ સાધુ પુરૂષનું મુખ્ય કર્તવ્ય છે.

૪. દયા એ ધર્મનું મૂલ છે. જે મનુષ્ય એ મૂલને બાળે છે, તે મૃત્યુના ઉપર પોતાનો પગ મૂકે છે. એમાં કિંચિત્ પણ સંશય નથી.

૫. સમયનું બલ અચિંત્ય છે. એ સમય ઘડીમાં રાજા બનાવે છે, તથા ઘડીમાં રંક બનાવે છે, માટે મનુષ્યે ગર્વનો સર્વદા ત્યાગ કરવો.

૬. આહાર પ્રમાણેજ મનના વિચાર રચાય છે, તેટલા માટે મનુષ્યે અનુદિન સાત્વિક આહાર ગ્રહણ કરવો.

૭. કાગડાને ચુનાથી રંગો પરંતુ તે કદી પણ હંસ થશે નહિ, તેમ દુર્જનને ગમે તેટલો બોધ આપો પરંતુ તેનામાં કદાપિ સાધુતા આવશે નહિં.

૮. નરકનો કીડો નરકનીજ પ્રશંસા કરે છે, તેમ દુર્જન સ્વદોષ સમાનજ અન્યની કલ્પના કરે છે.

૯. પોતાના નાળિયેર જેટલા દોષને ના જોતાં દુર્જન સામાના તલ જેટલા છિદ્રનું બારીકાઈથી અવલોકન કરે છે.

૧૦. ક્રોધ મનુષ્યનો ભયંકર શત્રુ છે. એને વશ થવાથી મનુષ્ય સારાસારનો વિચાર ભૂલી જાય છે, તસ્માત્ ગુણીજને સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરે છે તેમ એનો ત્યાગ કરવો જોઇએ.

૧૧. આ વિશ્વમાં મોઢે મીઠું બોલનારા ઘણા હોય છે, પરંતુ મોઢે કડવું કહી અંતઃકરણ સ્વચ્છ રાખનારા તો ઘણાજ થોડા હોય છે.

૧૨ કરોળીઓ પ્રથમ જાળ રચી મચ્છર માખી વગેરેને ફસાવે છે, તેમ કપટી મનુષ્ય અગાડી પછાડીનો સંપૂર્ણ વિચાર કરી અન્યપર હુમલો કરે છે.

૧૩. રાખોડીમાં હોમેલું ઘી વ્યર્થ છે, તેમ અજ્ઞાની ને બોધ આપવો વ્યર્થ છે.

૧૪. તપેલી તાવડીપર જલબિંદુ રહી શકતું નથી, તેમ અજ્ઞાનીના હૃદયમાં ઉત્તમબોધ રહી શકતો નથી.

૧૫. જે દેહનો તું આટલો બધો ગર્વ ધરાવે છે, તેની અંતે શી દશા થાય છે તેનો વિચાર કર.

૧૬. સંસારમાં સુખ નથી તો પછી તે તને ક્યાંથી પ્રાપ્ત થશે ? શું કોઇ પણ મનુષ્ય રેતીમાંથી તેલ કાઢવા સમર્થ છે ?

૧૭. અભાવથી ભાવની ઉત્પત્તિ થતી નથી, તથા ભાવથી અભાવની ઉત્પત્તિ થતી નથી એ તું ખાત્રીથી માનજે.

૧૮. જો તું તારૂં કલ્યાણ કરવા ઇચ્છતો હોય તો સર્વદા સાધુ સમાગમ કર.

૧૯. સૂર્ય જેમ અંધકારનો ઉચ્છેદ કરે છે, તેમ સાધુ પુરૂષ માયા તથા તેનાં કાર્યનો નિર્મૂલ નાશ કરે છે.

૨૦ પારસમણિ લોહને કાંચન બનાવે છે, પરંતુ પોતાના સમાન કરતો નથી, અને સાધુ પુરૂષ તો જીજ્ઞાસુ મનુષ્યને પોતાના જેવોજ કરી દે છે, તેથી પારસમણિની ઉપમા પણ સાધુ પુરૂષને ઘટતી નથી.

૨૧ જે કામ શરીર બલથી થતું નથી, તે કામ બુધ્ધિ બલથી થાય છે, માટે મનુષ્યે હંમેશાં સદ્‌બુધ્ધિનો આશ્રય કરવો.

૨૨, કામી મનુષ્યમાં વિવેક, લજ્જા, નીતિ, જ્ઞાન, આર્જવ, ધૃતિ, દમ, શમ વગેરે રહી શકતાં નથી.

૨૩. આશા જેવું મોટું દુઃખ નથી, તથા નિરાશા જેવું પરમ સુખ નથી.

૨૪. વાયુને વશ થયેલું તૃણ ચારે દિશામાં ભમે છે, તેમ અજ્ઞાનને વશ થયેલો મનુષ્ય વારંવાર સંસાર સાગરમાં ભમે છે.

૨૫. સર્પ જેમ મૂષકને ગળી જાય છે, તેમ અવિવેક મનુષ્યની ઉત્તમ બુદ્ધિ, નષ્ટ કરે છે.

૨૬. જે કાર્ય કરતાં ભય, લજ્જા, ને સંકોચની પ્રાપ્તિ થાય, તે કાર્ય નઠારૂં છે એમ જાણવું.

૨૭. બીજાને ઉપદેશ આપવો સહેલો છે, પરંતુ કહેવા પ્રમાણે કરી બતાવવું અત્યંત કઠિન છે.

૨૮. તાર પર ચાલનારો મનુષ્ય પોતાની દૃષ્ટિ સ્થિર રાખે છે, તેમજ જે મનુષ્ય પોતાની વૃત્તિ સ્થિર રાખે છે, તેજ પરમ પદનો અધિકારી થાય છે,

૨૯. મનને વશ કરવા મનુષ્યે શાસ્ત્રનો અભ્યાસ, વૈરાગ્ય, ભક્તિ, તથા સાધુ સમાગમ કરવો જોઇએ.

૩૦ વૃક્ષોને અનેક પર્ણો આવી ખરી જાય છે, તેમ આ વિશ્વમાં અનેક પ્રાણીઓ ઉત્પન્ન નષ્ટ થઇ જાય છે.

૩૧. જોતું આ જગત્‌ને વશ કરવા માગતો હોયતો હંમેશાં નમ્રતા રાખ. નમ્રતાથી તારો ભયંકર શત્રુ પણ સાચો મિત્ર બની જશે.

૩૨. પાણી અને દૂધમાંથી હંસ દૂધનેજ ગ્રહણ કરે છે, તેમ ગુણી મનુષ્ય અસાર વસ્તુનો ત્યાગ કરી સાર વસ્તુનેજ ગ્રહણ કરે છે.

૩૩. સરોવરમાં રહેલો દેડકો જેમ કમલની ખૂબિ જાણતો નથી, તેમ અજ્ઞાની મનુષ્ય બુદ્ધિમાં રહેલા આત્માને જાણતો નથી.

૩૪. પોતાની નાભિમાંજ કસ્તુરી રહે છે, પરંતુ અજ્ઞાની મૃગ ચોગરદમ ભટકે છે, તેમજ આત્મ તત્ત્વ પાસેજ રહેલું હોવા છતાં મૂર્ખ મનુષ્ય ઠામોઠામ ભ્રમણ કરે છે.

૩૫ પરિણામનો વિચાર કર્યા વિના જે કાર્યનો આરંભ કરવામાં આવે છે, તે પરિણામે મહા દુઃખદાયક થઇ પડે છે.

૩૬. કુસંગથી મનુષ્યની બુદ્ધિ ભ્રષ્ટ થઈ જાય છે, અને તેથી તે સદ્દ્વિચાર કરવાને કેવલ અસમર્થ થઇ પડે છે.

૩૭. સદ્દ્વિચાર એ ઉન્નતિનું પ્રથમ પગથિયું છે.

૩૮. કપટી મનુષ્યનું કપટ વહેલું મોડું પ્રકટ થયા વિના રહેતું નથી.

૩૯. મૂર્ખ મનુષ્યના હાથમાં કદી ઉત્તમ વસ્તુ આવે છે, તો તે તેનો ત્યાગ કરી દે છે, કારણ કે તેને સારાસારનો લગાર પણ વિચાર હોતો નથી.

૪૦. જ્યારે મનુષ્યમાં ગુણોની વૃદ્ધિ થાય છે, ત્યારે તે અત્યંત નમ્ર બની જાય છે. ભરેલો ઘડો શબ્દ કરતો નથી. અધુરો ઘડોજ છલકાય છે.

૪૧. પતિની સેવા કરવી એજ સાચું વશીકરણ છે.

માટે સ્ત્રીએ જો પતિને વશ કરવો હોય, તો અનુદિન શુદ્ધ મનથી તેની સેવા કરવી.

૪૨. સમુદ્રમાં ડૂબકી માર્યા વિના મૌક્તિકની પ્રાપ્તિ થતી નથી, તેમ ઉંડાણમાં ગયા વિના સત્ય રહસ્ય જણાતું નથી.

૪૩. જેનું મન અસ્થિર છે તેને ઘડી ઘડીએ પોતાના વિચારમાં ફેરફાર કરવો પડે છે.

૪૪. જે મનુષ્ય પ્રાણીને અભયદાન આપે છે, તેને સર્વ તરફથી અભયની પ્રાપ્તિ થાય છે.

૪૫. શુદ્ધ પ્રેમ શુકલ પક્ષના ઈન્દુ જેવો છે, અને તે દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો જાય છે. અશુદ્ધ પ્રેમ કૃષ્ણ પક્ષના ઇન્દુ જેવો છે, અને તે દિનપ્રતિદિન ઘટતો જાય છે.

૪૬. પરનું અહિત ઇચ્છતાં આપણુંજ અહિત થાય છે, માટે મનુષ્યે હંમેશાં સર્વનું હિત ઈચ્છવું.

૪૭. પકવાનનો ત્યાગ કરી માજાંરી મૂષકને ગ્રહણ કરે છે, તેમ અજ્ઞાની મનુષ્ય સત્‌વસ્તુનો ત્યાગ કરી અસત્ વસ્તુને ગ્રહણ કરે છે.

૪૮. દિશાના દેવતા, સૂર્ય, ચન્દ્ર, સાગર, નદી વગેરે કર્મને હંમેશાં નિહાળે છે, માટે હે મનુષ્ય ! તું સત્કર્મ કર.

૪૯. પાણી સાથે પાણી મળે છે, અગ્નિ સાથે અગ્નિ મળે છે, દૂધ સાથે દૂધ મળે છે, લાલરંગ સાથે લાલરંગ મળેછે, તેમ સમાન સ્વભાવમાંજ મૈત્રિનું બંધારણ થાય છે.

૫૦. સત્ય વડે સૂર્ય ઉગે છે, સત્ય વડે વાયુ વાય છે, સત્ય વડે ચન્દ્ર વનપતિને પોષે છે, સત્ય વડે પુષ્પ સુગંધ આપે છે, સત્ય વડે વાયુ વાય છે, સત્ય વડે નદી પર્વતમાંથી નિકળી સાગરને મળે છે, સત્ય વડે અનેક તારાઓ આકાશમાં રહ્યા છે, સત્ય વડે પર્વતો સ્થિર રહ્યા છે, તથા સત્ય વડેજ આ સૃષ્ટિનુ ચક્ર ચાલી રહ્યું છે તેથી તું હંમેશાં સત્યનું સેવન કર.

૫૧. પત્રના અગ્ર ભાગ પર રહેલા પાણીના બિંદુ સરખું આયુષ ક્ષણિક છે એમ વિચારી મનુષ્યે અનુદિન શ્રેયનો વિચાર કરવો.

૫૨. દુઃખ એ અનુભવની શાળા છે. એ શાળામાં પસાર થયેલા મનુષ્યને જે ઉત્તમ લાભની પ્રાપ્તિ થાય છે તેનું વર્ણન કરવાને વાણી કેવલ અસમર્થ છે.

૫૩. જેટલો પ્રેમ અધિક બાંધવામાં આવે છે તેટલા દુ;ખનાજ ખીલા ઠોકવામાં આવે છે.

૫૪ મુર્ખ મનુષ્યને ઉત્તમ સ્થાન પ્રાપ્ત થાય તો ત્યાં-થી તે પોતાની મૂર્ખતાને લીધે નીચે ગબડી પડે છે.

૫૫ પદાર્થો તો ઘણા હોય છે પરંતુ મધુવત્ મીઠાશ આપનાર તો કોઇકજ છે, તેમ અજ્ઞાની મનુષ્યો તો બહુ હોય છે પરંતુ જ્ઞાની તો કોઇકજ હોય છે.

૫૬ મહાન્ પુરૂષોએ પાડેલા પંથનું જે ઉલ્લંઘન કરે છે, તેને મહા દુઃખની પ્રાપ્તિ થાય છે.

૫૭ જે મહેશ્વર મહિમા જાણતો નથી તે મહા અજ્ઞાન્ છે. તે ધમણની પેઠે મિથ્યાજ શ્વાસ લે છે.

૫૮ શિવ દર્શન થતાંજ આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક દુઃખનો નિર્મૂલ નાશ થાય છે.

૫૯ સંકટ સમયે જે મનુષ્ય ધૈર્યનું સેવન કરે છે, તેનેજ શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે.

૬૦ પુષ્પસમુદાયનોત્યાગ કરી ઉંટ જેમ કંટક સમુદાયને ગ્રહણ કરે છે, તેમ સાધુ પુરૂષનો ત્યાગ કરી મૂર્ખ મનુષ્ય અસાધુ પુરૂષને ગ્રહણ કરે છે.

૬૧ ઉષર ભૂમિમાં નાંખેલું બી વ્યર્થ જાય છે, તેમ અપાત્રને આપેલો ઉપદેશ વ્યર્થ જાય છે.

૬૨ જે મનુષ્ય નેતર જેવો સ્વભાવ રાખે છે, તે મહા આનંદને પ્રાપ્ત થાય છે.

૬૩ પાણી જેમ નીચે સ્થળે ગમન કરે છે, તેમ અસંસ્કારી મનુષ્ય અનીતિને માર્ગ વલ્યો જાય છે.

૬૪. જો તું સર્વનો પ્રેમ સંપાદન કરવા ઇચ્છા રાખતો હોય, તો અન્યની નિંદા કરતો અટકી જા.

૬૫. વિષયોમાં દોષ દૃષ્ટિ કર્યા વિના કદી પણ વૈરાગ્યની પ્રાપ્તિ થતી નથી.

૬૬. અનુભવ એ સ્વચ્છ દર્પણ સમાન છે. જેમ સ્વચ્છ દર્પણમાં પ્રતિબિંબ સ્પષ્ટ ભાસે છે, તેમ અનુભવથી સત્ય રહસ્ય જણાઈ જાય છે.

૬૭. ઉપકાર પછાડી ઉપકાર કરનારા ઘણા હોય છે, પરંતુ અપકાર પછાડી ઉપકાર કરનારા તો કોઇકજ હોયછે.

૬૮. જેટલો પ્રેમ તું બાહ્ય વસ્તુ પર રાખે છે, તેટલો પ્રેમ તું પરમાત્મા પર રાખતો હોય તો તારો મોટો ઉદય કેમ ન થાય ?

૬૯. જ્યારે મનુષ્યની પડતી આવે છે, ત્યારે તેની ઉત્તમ બુદ્ધિ પણ ચક્કર ખાઇ જાય છે. સુવર્ણનો મૃગ સાંભળ્યો નથી, છતાં રામ તેની પછાડી ધાયા હતા.

૭૦. જે વસ્તુને આપણે વખાણીએ છીએ, તેજ દુઃખદાયક થઈ પડે છે, અને જે વસ્તુને આપણે ધિક્કારીએ છીએ તેજ સુખદાયક થાય છે.

૭૧. બીજાના દોષો કાઢતાં પહેલાં મનુષ્યે પોતાનામાં કેટલા દોષો રહેલા છે, તેનો સંપૂર્ણ વિચાર કરવો.

૭૨. જો તું શરીરની નિંદા કરતો હોય તો તેની તો હું પણ નિંદા કરૂં છું અને જો તું આત્માની નિંદા કરતો હોય તો તું પોતાનીજ નિંદા કરે છે., તેમાં મારી શી ક્ષતિ થાય છે ?

૭૩. કોઇ માણસને વિશ્વાસ આપી ફરી જવું એના જેવું મહાન્ પાપ આ વિશ્વમાં એક પણ નથી.

૭૪ ખદ્યોતતો બહુ હોય છે પરંતુ પ્રકાશ આપનાર તો એક સૂર્યજ છે તેમ અજ્ઞાની મનુષ્યતો બહુ હોય છે, પરંતુ જ્ઞાની તો કોઇકજ હોય છે.

૭૫. કોલસાને દૂધમાં ઉકાળવામાં આવે પરંતુ તેની કાળાશ જતી નથી, તેમ અજ્ઞાની ને ગમે તેટલો બોધ આપવામાં આવે પરંતુ તેથી તેને કાંઇ પણ અસર થતી નથી.

૭૬. મહાન પુરૂષો આરંભેલા કાર્યનો કદી પણ ત્યાગ કરતા નથી.

૭૭. રોગ, શત્રુ, અને આગને જો પ્રથમથીજ દબાવી દેવામાં ન આવે, તો ભયંકર પરિણામ નીપજે છે.

૭૮. મુનિઓમાં વ્યાસ શ્રેષ્ઠ છે, દેવતાઓમાં ઇન્દ્ર શ્રેષ્ઠ છે; પુષ્પમાં માલતી શ્રેષ્ઠ છે, નદીમાં ગંગા શ્રેષ્ઠ છે બુધ્ધિમાન્ માં બૃહસ્પતિ શ્રેષ્ઠ છે તેમજ ધર્મ માત્રમાં અહિંસા શ્રેષ્ઠ છે.

૭૯. જો તારે ક્રોધ કરવોજ હોય તો તારામાં જે દુર્ગુણો ભરેલા છે, તેઓના ઉપરજ કર એથીજ તારૂં પરમ શ્રેય થશે.

૮૦. જો તારે લોભ રાખવો હોય તો રામ નામનોજ રાખ. એથીજ તને શાશ્વત સુખની પ્રાપ્તિ થશે.

૮૧. યદિતારે વ્યસન રાખવું હોય તો બ્રહ્મ વિદ્યા-નુંજ રાખ. એથીજ તને પરમાનંદની પ્રાપ્તિ થશે.

૮૨. યદિ તારે રાગ રાખવોજ હોય તો પ્રભુનાં ચરણ કમલપરજ રાખ. એથીજ સકલ દુઃખ નષ્ટ થશે.

૮૩. પદાર્થોમાં અહંતા મમતા રાખવાથી પરમ દુઃખની પ્રાપ્તિ થાય છે અહંતા મમતાનો ત્યાગ કરવો એનું નામજ મોક્ષ છે.

૮૪, પુરૂષનું વીર્ય અને સ્રીનું રજ એ બન્ને મલિન પદાર્થોથી આ તારૂં શરીર બનેલું છે. એ જલ તથા મૃત્તિકાથી શી રીતે શુદ્ધ થશે ? તું સ્થૂલ શરીર નથી, પરંતુ તું તો તેનો દૃષ્ટા છે, માટે હું બ્રાહ્મણ છું. ક્ષત્રિય છું, વૈશ્ય છું, શૂદ્ર છું, એવા મિથ્યા મોહનો ત્યાગ કર. વિચાર કરવાથી અજ્ઞાનનો નિર્મૂલ નાશ થઈ જશે.

૮૫, જેમ જેમ મનુષ્યનું મન ઉંચું જતું જાય છે, તેમ તેમ તેને માયિક પદાર્થ પર અભાવ આવે છે.

૮૬ બંધ અને મોક્ષનું કારણ કેવલ મનજ છે. જેણે મન જીત્યું છે તેણે આખું જગત્ જીત્યું છે. મનને જીત્યા વિના અન્ય ક્રિયા કરવાથી કિંચિત્ પણ લાભની પ્રાપ્તિ થતી નથી.

૮૭ પોતાની બુધ્ધિ પ્રમાણેજ મનુષ્ય વસ્તુની કિંમત કરે છે.

૮૮ જ્વરનું ઔષધ છે, પેટમાં દરદ થયું હોય તેનું ઔષધ છે, દાદરનું ઔષધ છે, પરંતુ દુરાગ્રહનું એક પણ ઔષધ નથી.

૮૯ ગયેલો સમય કદી પણ પાછો આવતો નથી, માટે મનુષ્યે સત્કર્મ કરવા હંમેશાં ધ્યાન રાખવું.

૯૦ કૂવાના દેડકાને સાગરમાં ગમતું નથી, તેમ માયામાં લુબ્ધ થયેલા મનુષ્યને આત્મજ્ઞાન ગમતું નથી.

૯૧ ઉલૂકથી સૂર્યપ્રકાશ નિહાળી શકાતો નથી, તેમ જ્ઞાનીના ઉત્તમ ગુણો અદેખો નિહાળી શકતો નથી.

૯૨ જેટલું તું મોઢેથી બોલે છે તેટલું કર્તવ્યમાં મૂક. માત્ર લવારો કરવાથી તને પરમાનંદનો લાભ કદી પણ મળશે નહીં.

૯૩- જે મનુષ્ય કીર્તિનો ભૂખ્યો હોય છે તે ગોળાની પેઠે ગબડી જાય છે.

૯૪. જેને જે પ્રિય હોય છે, તે તેનાથીજ રાજી થાય છે. ભોગી સ્ત્રીને રત્નની ખાણ કહે છે. અને યોગી તેને નરકની ખાણ કહે છે.

૯૫. ગુરૂ એજ પરમ તીર્થ છે, એવું જેને દૃઢ જ્ઞાન થયું છે, તેને અન્ય તીર્થપર ભાવ રાખવાનું કશું કારણ નથી.

૯૬. ક્રોધના આવેશમાં વસ્તુનું ખરૂં સ્વરૂપ કદીપણ જાણી શકાતું નથી.

૯૭. અન્યની નિંદા કર્યા વિના મૂર્ખ મનુષ્યને કદી પણ સુખની પ્રાપ્તિ થતી નથી,

૯૮. શુષ્ક ઉપવનને પક્ષીઓ તજી દે છે, તેમ નિર્ધનને સર્વજનો તજી દે છે.

૯૯. વસ્તુનું ખરૂં સ્વરૂપ જાણવું હોય તો નમ્ર બની સદ્ગુરૂને શરણે જા. તે તને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશક કરી અચલ જ્ઞાનની પ્રાપ્તિ કરાવશે.

૧૦૦. સર્પને દૂધ પાવાથી વિષયનીજ વૃદ્ધિ કરવામાં આવે છે, તેમ અજ્ઞાનીને બોધ આપવાથી તેના કોપનીજ વૃદ્ધિ કરવામાં આવે છે.

૧૦૧. જ્યાં સુધી અભિમાનનો ત્યાગ કર્યો નથી, ત્યાં સૂધી કદી પણ અભય સ્થાનની પ્રાપ્તિ થતી નથી.

૧૦૨. જો તમે પરમપદ પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય તો ઉપાધિનો સત્વર ત્યાગ કર.

૧૦૩. માત્ર આઠ વર્ષના અષ્ટાવક્રે જનકરાજાની સભામાં પ્રખ્યાત થયેલા બંદીનો પરાજય કર્યો હતો, આ ઉપરથી સિદ્ધ થાય છે કે મનુષ્ય વયથી શ્રેષ્ઠ ગણાતો નથી, પરંતુ બુદ્ધિથી ગણાય છે.

૧૦૪. જો તારે તારૂં ધાર્યું કરવું હોય તો હંમેશાં સત્ય સંકલ્પ કર.

૧૦૫. ઉત્સાહ વડેજ રામે રાવણને જીતી લીધો, ઉત્સાહ વડેજ લક્ષ્મણે ઇંદ્રજીતનો વધ કર્યો, ઉત્સાહ વડેજ હનુમાન સાગરને કૂદી ગયા, ઉત્સાહ વડેજ શંકર વિષનું પાન કરી ગયા, ઉત્સાહ વડેજ ઇન્દ્રે વૃત્રાસુરને હણ્યો, ઉત્સાહ વડેજ ભીમસેને કીચકને મસળી નાખ્યો, ઉત્સાહ વડેજ અર્જુને જયદ્રથનો વધ કર્યો. ઉત્સાહ વડેજ શ્રીકૃષ્ણે

કંસનો નાશ કર્યો, ઉત્સાહ વડેજ કચે સંજીવિની વિદ્યા પ્રાપ્ત કરી, ઉત્સાહ વડેજ અગસ્ત્ય સમુદ્રનું પાન કરી ગયા, ઉત્સાહ વડેજ વિશ્વમિત્રે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું, તથા ઉત્સાહ વડેજ શ્રી વ્યાસે વેદાન્ત શાસ્ત્રની રચના કરી. દરેક કાર્ય ઉત્સાહ વડેજ થાય છે, માટે તારે કદાપિ ઉત્સાહનો ત્યાગ કરવો નહિ.

૧૦૬. સત્ય પાળનારને પ્રથમ કદાચ દુઃખની પ્રાપ્તિ થાય છે, પરંતુ પરિણામે તેને જે સુખની પ્રાપ્તિ થાય છે તેનું વર્ણન કરવાને વાણી કેવલ અસમર્થ છે.

૧૦૭. સાચો મિત્ર પ્રાણ આપવો પડે તો તેની તે કિંચિત્ દરકાર રાખતો નથી.

૧૦૮. પુષ્પની કાચી કળી તોડનાર સુગંધનો પૂર્ણ અનુભવ કરી શકતો નથી, કેરીને પરિપક્વ થયા વિના કાપી ખાનારો યથાર્થ મીઠાશનો અનુભવ કરી શકતો નથી, તેમજ અવિચારથી કાર્યનો આરંભ કરનાર પૂર્ણાનંદનો અનુભવ કરી શકતો નથી.

૧૦૯. શત્રુ તથા મિત્રમાં, કાંચન તથા મૃત્તિકામાં, રત્ન તથા પાષાણમાં, પુષ્પ તથા કંટકમાં, સુખ તથા દુઃખમાં, હર્ષ તથા શોકમાં, માન તથા અપમાનમાં જે સમદષ્ટિ રાખે છે તેજ ખરો યોગી છે.

૧૧૦. જેમ અગ્નિમાં ઉષ્ણતા તથા શીતલતા સાથે રહી શકતી નથી, તેમજ એક વસ્તુમાં બે વિરોધી ધર્મ કદી પણ રહી શકતા નથી.

૧૧૧. જેમ જેમ મનુષ્ય માયિક પદાર્થપરથી પોતાનો પ્રેમ ઉતારતો જાય છે, તેમ તેમ તે આગળ વધતો જાય છે.

૧૧૨. પાણી તથા અગ્નિને બનતું નથી, તેમ સ્વભાવમાં ભિન્નતા રહેવાથી કદી પણ પ્રેમનું બંધારણ થતું નથી.

૧૧૩. મૂર્ખ મનુષ્યના મંડળમાં જ્ઞાની ગયો હોય તો તેની ત્યાં કોણ પરીક્ષા કરી શકે છે ? ઘણા ગધેડા એકઠા થયા હોય ત્યાં ઘોડો જાય તો તેને કોણ માન આપે છે ?

૧૧૪. દંભી ગુરૂ પોતાના દંભથી ભોળા મનુષ્યોને પોતાને વશ કરી લઈ સ્વેચ્છા પ્રમાણે નૃત્ય કરાવે છે.

૧૧૫. પોતાની ભયંકર હાનિ થતી હોય તો પણ નીતિમાન્ પુરૂષ સત્યમાર્ગથી એક કદમ પણ ખસતો નથી. શું હજારો ઉપવાસ થાય પરંતુ કેસરી ખડને ગ્રહણ કરે છે ?

૧૧૬. જેને પરમપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે તે લોકોના મિથ્યા બકવાદ તરફ કિંચિત્ પણ ધ્યાન આપતો નથી.

૧૧૭. જે વસ્તુથી જ્ઞાની કંટાળે છે, તે વસ્તુથી સકલજનો મુદિત થાય છે, અને જેથી મૂર્ખ મનુષ્યો મુદિત થાય છે, તેથી જ્ઞાની કંટાળે છે,

૧૧૮. જેવું જોયું હોય, જેવું સાંભળ્યું હોય, જેવું મનમાં હોય, વિદ્વાનોએ વખાણ્યું હોય, તેવુંજ કહેવું એનું નામ સત્ય છે.

૧૧૯. મૃગજલથી મૃગ લોભાય છે, તેમ મિથ્યા આડમ્બરથી મનુષ્ય ઠગાઇ જાય છે.

૧૨૦. લક્ષ્મીથી કદી પણ અમૃતત્વની પ્રાપ્તિ થતી નથી, માટે ગુણી મનુષ્યે એનો સંગ્રહ કરવો નહિ.

૧૨૧. માંધાતા, નહુષ, દિલીપ, યયાતિ, ગય, યુધિષ્ઠિર, રામ, નળ, તથા હરિશ્ચંદ્ર સરખા પણ ચાલ્યા ગયા તો તું શુ અમર રહેવાનો છે ? મિથ્યા મોહનો ત્યાગ કર.

૧૨૨. યુક્તિવાળું વચન બાલક પાસેથી પણ ગ્રહણ કરી લેવું. કાદવમાંથી કમલ ઉત્પન્ન થાય છે તેથીશું કોઈ તેની નિંદા કરે છે ?

૧૨૩. ગુણી મનુષ્ય સંસારનાં દરેક પદાર્થમાંથી ઉત્તમ બોધ ગ્રહણ કરી શકે છે.

૧૨૪. ઘણા મનુષ્યો રૂપવાળા પદાર્થો જોઇ લલચાય છે. ગુણ તરફ લક્ષ આપનારા તો કોઇકજ હોય છે.

૧૨૫. વિષય સુખ આરંભમાં અમૃત તુલ્ય લાગે છે, પરંતુ પરિણામે તે વિષ રૂપ થઇ પડે છે. આત્મજ્ઞાન પ્રથમ વિષ તુલ્ય લાગે છે, પરંતુ પરિણામે અમૃત કરતાં પણ અધિક શાંતિ પ્રાપ્ત થાય છે.

૧૨૬ દયા, દાન, દીનતા, ક્ષમા આર્જવ, ધૃતિ, વિવેક વૈરાગ્ય, શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સત્ય વગેરે દૈવી સંપત્તિવાળા મનુષ્યમાં નિરંતર વસે છે.

૧૨૭. અદેખો મનુષ્ય કોઈનું પણ સારૂં દેખી શકતો નથી, અને તેથી સામા મનુષ્યને ગમે તેમ સમજાવી નઠારા વિચાર ઉત્પન્ન કરાવે છે.

૧૨૮. કામ, ક્રોધ, લોભ, માન, મોહ, રાગ, દ્વેષ, અસૂયા, ઇર્ષ્યા વગેરે આસુરી સંપત્તિવાળામાં નિરંતર રહે છે.

૧૨૯. નીચ મનુષ્યના મનમાં હંમેશાં હલકા વિચાર આવે છે, પરંતુ જે ઉત્તમ મનુષ્ય છે, તે તો હંમેશાં સારાજ વિચાર કરે છે.

૧૩૦. મૂર્ખ મનુષ્ય સમાન સ્વભાવવાળામાંજ માનને પાત્ર થાય છે, પરંતુ વિદ્વાનોની સભામાં તો તે કેવલ હાંસીને પાત્ર થાય છે.

૧૩૧. ભીંતપર દડો નાખતાં પોતાના તરફ પાછો આવે છે, તેમ સામાની નિંદા કરતાં ઉલટું પાપ સામું ધસી આવે છે.

૧૩૨. પોતાનામાં અનેક દોષો હોવા છતાં સામાની જે મિથ્યા નિંદા કરે છે, તેના જેવો અલ્પજ્ઞ બીજો કોણ છે?

૧૩૩. કુકર્મનો બદલો વહેલો મોડો મળ્યા વિના રહેતો નથી.

૧૩૪ ધૈર્યનું ફળ પરમાત્મા તરફથી મળ્યા વિના રહેતું નથી.

૧૩૫. પ્રબલ આશ્રય મળ્યાથી નીચ મનુષ્ય કદી આપણી નિંદા કરેતો તે પ્રસંગે આપણે જરા પણ ખિન્નતા લાવવી નહિ.

૧૩૬. અસ્તોદય ચક્ર આ જગત્માં ફરતુંજ રહે છે, સૂર્ય, ચન્દ્ર જેવા એથી બચતા નથી તો અન્યનું શું ગજું?

૧૩૭. અધિકાર વિના ઉપદેશ આપવો એ શ્વાન આગળ વેદ ધરવા સમાન છે.

૧૩૮. બીજ તેવું ઝાડ તેમ જેવું કર્મ તેવુંજ ફલ મળે છે.

૧૩૯. લુચ્ચો મનુષ્ય પ્રથમ તો ફાવી જાય છે, પરંતુ તેનું પાપ પાતાળમાંથી બહાર નિકળી આવી તેને પછાડી નાખે છે.

૧૪૦. વીણામાંથી જેમ મધુર સ્વર નિકળે છે,: તેમ ગુણી મનુષ્યના મુખમાંથી હંમેશાં ઉત્તમ વાણીજ નિકળે છે.

૧૪૧. અધમ મનુષ્ય ઉત્તમ મનુષ્યમાં પણ દોષોનુંજ સંશોધન કરે છે.

૧૪૨. જે વસ્તુને આપણે પાત્ર નથી, તે વસ્તુમાં માથું ઘાલવું એ કેવલ મૂર્ખતા છે.

૧૪૩. જે મનુષ્ય આસુરી સંપત્તિવાળા હોય છે, તેનામાં દયાનો અંશ સરખો પણ હોતો નથી.

૧૪૪. સદ્ગુરૂની કૃપા વિના કદી પણ ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી.

૧૪૫. જે વસ્તુ પોતાનાથી ખમાતી નથી, તે વસ્તુ ઉત્તમ હોય તો પણ તેને મૂઢ જન ધિક્કારી કાઢે છે. માર્જારીના ઉદરમાં કદી ખીર રહી શકતી નથી.

૧૪૬. સંસ્કાર પ્રમાણેજ બુદ્ધિનું બંધારણ થાય છે, માટે લઘુવયથી સારા સંસ્કાર પાડવા.

૧૪૭. ભ્રમરનું ચિત્ત કમલ તરફ આકર્ષાય છે, તેમ દૈવી સંપત્તિવાળાનું ચિત્ત પ્રભુની ભક્તિ તરફ આકર્ષાય છે.

૧૪૮. ઉંદર જેમ વસ્ત્રને કાતરી ખાય છે, તેમ કાલ પ્રાણી માત્રનું આયુષ કાતરી ખાય છે.

૧૪૯. આશાનો કદી પણ અંત આવતો નથી, એમ વિચારી તેને મૂલમાંથી ઉખેડી નાખ.

૧૫૦. પર્વતનો ભાર સહન કરવા કીડી કેવલ અસમર્થ છે, તેમ ઉત્તમ નીતિને ધારણ કરવા અલ્પજ્ઞ મનુષ્ય કેવલ અસમર્થ છે.

૧૫૧. પદાર્થોમાં માનેલું સુખ સ્થાણુમાં ચોરની ભ્રાંતિ જેવું કલ્પિત છે.

૧૫૨. જે લક્ષ્મીનો પ્રેમી છે, તે કદી પણ આત્મજ્ઞાન સંપાદન કરી શકતો નથી.

૧૫૩. મરણ પછી એક કોડી પણ સાથે આવતી

નથી, તો પછી મિથ્યા તૃષ્ણાનો ત્યાગ શા માટે કરતો નથી?

૧૫૪. બ્રહ્મ વિદ્યા એજ સાચી લક્ષ્મી છે, માટે તે સંપાદન કરી પરમ સુખનો ભોક્તા થા.

૧૫૫. કપટી મનુષ્ય જેના પર કપટનો પ્રયોગ ચલાવે છે, તેના મનમાં પોતાનો મિથ્યા પ્રપંચ એવો તો ઉતારી દે છે કે તેને ગુણી મનુષ્યના પર પણ અભાવ આવી જાય છે.

૧૫૬. પરમાત્માની માયા એવી તો અદ્ભુત છે કે તેમાં વિદ્વાન્ પણ ફસાઈ જાય છે.

૧૫૭. જેને પરમાત્મા પર સંપૂર્ણ શ્રદ્ધા છે તેને ઉદર નિર્વાહની ચિંતા રાખવાનું કશું કારણ નથી.

૧૫૮. સત્ય માર્ગને ભલે અજ્ઞાની જન નિંદે પરંતુ તેથી જીજ્ઞાસુ મનુષ્યે કદી પણ પોતાની વૃત્તિને વેગ આપવો નહિ.

૧૫૯. અંતે સત્ય તરે છે અને પાપ ડૂબે છે એવું ખાત્રીથી માનજે.

૧૬૦. સમય સદા એક સરખો રહેતો નથી, માટે મનુષ્યે મિથ્યા ગર્વનો ત્યાગ કરવો.

૧૬૧. જ્યારે પડતી આવે છે, ત્યારે મનુષ્યનો કરેલો ઉદ્યમ નિષ્ફળ જાય છે.

૧૬૨. કપટી મનુષ્યના મનનો પાર પામવા બ્રહ્મા પણ સમર્થ નથી.

૧૬૩. યદિતારે પ્રભુના દરબારમાં પહોંચવાની ઇચ્છા હોયતો લક્ષ્મીપર રાખેલો પ્રેમ ઉતારી નાખ.

૧૬૪. આ સંસાર અનેક દુઃખથી ભરેલો છે, છતાં તેના પર તને મહામોહ ઉત્પન્ન થાય છે, એ શું આશ્ચર્ય જેવું નથી ?

૧૬૫. કેટલાક મોઢે મીઠું બોલી મિત્ર થાય છે કેટલાક વસ્તુ આપવાથી મિત્ર થાય છે, કેટલાક ખરાબ આશય રાખી મિત્ર થાય છે, કેટલાક વિત્ત હરણ કરવા મિત્ર થાય છે, પરંતુ સાચો મિત્રતો કોઇકજ હોય છે.

૧૬૬. સ્થૂલતાને જેમ વધારવી હોય તેમ વધી શકે છે, પરંતુ સૂક્ષ્મતા વધારવી એ કાંઇ હાંસી ખેલ નથી.

૧૬૭. જે મનુષ્ય અનન્ય પ્રેમથી પ્રભુનું સ્મરણ કરે છે, તે મનુષ્ય આપત્તિ સમુદ્ર તરી ગયા વિના રહેતો નથી.

૧૬૮. પ્રપંચીની પ્રપંચ જાળમાં ભોળો મનુષ્ય તરતજ સપડાઇ જાય છે.

૧૬૯. જ્યારે મનુષ્યના મગજમાં ધુન ભરાય છે, ત્યારે તેને કોઇની પણ શીખામણ યોગ્ય લાગતી નથી. શું શ્રીકૃષ્ણના ઉપદેશ પર દુર્યોધને લક્ષ આપ્યું હતું ?

૧૭૦. તારે ખરી મોટાઇ જોઇતી હોય તો પ્રથમ સદ્‌ગુણોને ધારણ કર.

૧૭૧. દીવેલ ખુટવાથી દીવો જતો રહે છે, તેમ

વીર્યના નાશથી શરીર પડી જાય છે, માટે બ્રહ્મચર્યને ધારણ કર.

૧૭૨. જે સ્ત્રી, પુત્ર. ધન, બગીચા, બંગલા વગેરે પર તને અત્યંત પ્રીતિ છે, તે સર્વને છોડી તારે ચાલ્યા જવું છે, માટે ધર્મને ધારણ કર. કારણ કે પરલોકમાં માત્ર એક ધર્મજ સહાયતા આપે છે.

૧૭૩. સમુદ્રને તરવા કરતાં, સૂર્યને પકડી નીચે નાખવા કરતાં, વાયુનો નિગ્રહ કરવા કરતાં, તથા પર્વતને ઉપાડી ચાલવા કરતાં, વૃત્તિનો વેગ અટકાવી રાખવો અત્યંત કઠિન છે.

૧૭૪ કામ ક્રોધ અને લોભ એ ત્રણ શત્રુને જે જીતી લે છે, તેજ ખરો જ્ઞાની છે. એ ત્રણે શત્રુને વશ રહેનાર મહા અજ્ઞાની છે.

૧૭૫ હજારો વિચાર કરવા છોડી દઇ શ્રી સદ્‌ગુરૂને શરણે જા. વિકટ ભવાબ્ધિમાંથી તેજ તારૂં રક્ષણ કરશે.

૧૭૬ શ્રદ્ધા વિનાના મનુષ્યનું એકપણ કાર્ય સિદ્ધ થતું નથી.

૧૭૭ આ મલ, મૂત્ર,, રૂધિર, મેદ, મજ્જા, અસ્થિ વગેરે ગંદા પદાર્થોથી ભરેલા ગંદા શરીરપર તને મોહ પ્રાપ્ત થાય છે એ શું તારી અજ્ઞાનતા નથી?

૧૭૮ મૂર્ખ મનુષ્યનો એવો સ્વભાવ છે કે પોતા-

નાથી શ્રેષ્ઠ મનુષ્યની ઈર્ષ્યા કરી તેને હલકો પાડવો.

૧૭૯ ,જેની ઈચ્છા શક્તિ મજબુત છે તે ધારેલું કાર્ય કર્યા વિના રહેતો નથી.

૧૮૦ વિષયી મનુષ્યોનો પરિચય રાખવાથી બુદ્ધિમાં બગાડો થયા વિના રહેતો નથી.

૧૮૧. સંપત્તિથી જે હર્ષિત થતો નથી, તથા વિપત્તિથી જે મુઝાતો નથી તેજ પરમાનંદનો લાભ લે છે.

૧૮૨. જે મનુષ્ય હંમેશાં કુસંગ રાખે છે, તેને સદ્ વિચારની પ્રાપ્તિ કયાંથી થાય ?

૧૮૩. શરીર જીર્ણ થઈ જાય છે, ડાચાં બેસી જાય છે, કાને પૂરૂં સંભળાતુ નથી, કરચલી વળી જાય છે, કૂતરાની પેઠે સર્વ તરફથી હડધૂત થાય છે, છતાં તૃષ્ણા પ્રબલ રહે છે એ શું મોટું આશ્ચર્ય નથી ?

૧૮૪, કજ્જલથી શ્વેત વસ્ત્રોને પણ કાળો ડાઘ લાગે છે, તેમ દુર્જનના નિરંતરના સમાગમથી સજ્જનની બુધ્ધિ પણ ભ્રષ્ટ થઇ જાય છે.

૧૮૫. ક્ષમાવાળા મનુષ્યને દુર્જન ભલે અશક્ત કહે તેથી તેની કાંઈ પણ ક્ષતિનથી. ક્ષમા એજ સ્વર્ગ છે. ક્ષમાએજ વૈકુંઠ છે. ક્ષમા એજ કૈલાસ છે. જેણે ક્ષમા રૂપી અસિધારણ કરી છે તેને ત્રિલોકમાં ભય નથી.

૧૮૬. જેમનુષ્ય ક્ષમા રાખે છે તે મનુંયની ક્ષમા

ખડ્ગ બની દુર્જનની ભયંકર હાનિ કરે છે, માટે ગુણી મનુષ્યે કદાપિ ક્ષમાનો ત્યાગ કરવો નહીં.

૧૮૭. દુઃખ એ મનુષ્યની પરમ કસોટી છે. એવે પ્રસંગે જેની વૃત્તિસ્થિર રહે છે તેજ પરમ પદનો અધિકારી થાય છે.

૧૮૮. ટુંકી બુધ્ધિ વાળાનો સંગ કરવાથી આપણને કોઈ પણ લાભની પ્રાપ્તિ થતી નથી,

૧૮૯. જગત્ ધનવાનને પૂજે છે, પરંતુ જે ખરો જીજ્ઞાસુ છે તે તો તત્વવેત્તાનેજ પૂજે છે.

૧૯૦. જેમ સાગરમાં બધી નદી આવીને સમાઇ જાય છે, તેમ બ્રહ્માનંદમાં સર્વ આનંદ સમાઈ જાય છે.

૧૯૧. જો તને સત્ય સુખ સંપાદન કરવાની ઇચ્છા હોય તો ઇંદ્રિયોને કાબુમાં રાખ.

૧૯૨. કોઈનું અશ્રેય ઇચ્છવાથી કાંઇ તેનું અશ્રેય થતું નથી, પરંતુ ઉલટું કર્મનું બંધન થાય છે.

૧૯૩. તૃષ્ણાનો ઉપભોગ કરવાથી તે કદી પણ શાંત થતી નથી, પરંતુ ઉલટી વૃદ્ધિ પામતી જાય છે, તસ્માત્ સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરે છે તેમ ગુણી મનુષ્યે એનો ત્યાગ કરવો.

૧૯૪. જે મનુષ્ય પાત્રાપાત્રનો વિચાર કર્યા વિના દાન આપે છે, તે નરકનો અધિકારી થાય છે.

૧૯૫. જે મનુષ્ય વિદ્યાનું અભિમાન રાખે છે તે મહા મૂર્ખ છે.

૧૯૬ જે મનુષ્ય શરણાગતનું રક્ષણ કરે છે, તે દેવતાઓને પ્રિય થઈ પડે છે.

૧૯૭. જે અગ્નિ શિશિર ઋતુમાં સુખ આપે છે, તેજ અગ્નિ ગ્રીષ્મમાં દુઃખદાયક થઇ પડે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે પદાર્થોમાં સુખ નથી, પરંતુ તે કલ્પનાથી ઉપજાવી કાઢેલું છે.

૧૯૮. ચન્દ્રને દેખી ચન્દ્રકાન્ત મણિ દ્રવિત થઇ જાય છે, તેમ અન્યનું દુઃખ દેખી જેનું હૃદય દ્રવિત થઇ જાય છે, તેજ ખરો દયાળુ છે.

૧૯૯. નદીનો પ્રવાહ જેમ કાષ્ઠને ઘસડી જાય છે, તેમ અવિવેક મનુષ્યની બુદ્ધિ ઘસડી જઇ નરકમાં ફેંકી દે છે.

૨૦૦. ઉંદર વસ્ત્ર કરડી ખાવાની આશામાં હોય છે, એટલામાં તેને બીલાડી આવી ઉપાડી જાય છે, તેમ મનુષ્ય અનેક આશાના પ્રવાહમાં ઘસડાતો હોય છે, એટલામાં તો તેને કાલ આવી ઉપાડી જાય છે.

૨૦૧. મધપુડામાં જ્યાં સૂધી મધ હોય છે, ત્યાં સૂધી માખી રહે છે, પરંતુ તે ખાલી થતાં તેનો ત્યાગ કરી ચાલી જાય છે, તેમ સ્વાર્થી મનુષ્ય આપણી પાસે સમૃદ્ધિ હોય છે, ત્યાં સૂધી શુશ્રૂષા કરે છે, પરંતુ સમૃદ્ધિનો નાશ થતાં તરતજ ત્યાગ કરી ચાલ્યો જાય છે.

૨૦૨. જે મનુષ્ય લક્ષ્મીના મદમાં છાકી ગયો હોય છે, તે પ્રભુભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, વિવેક વગેરેથી સર્વદા દૂર રહે છે.

૨૦૩. માખીનો સ્વભાવ મલિન વસ્તુ પર બેસવાનો છે, તેમ દુર્જનનો સ્વભાવ કુવસ્તુ ગ્રહણ કરવાનો છે.

૨૦૪. ભ્રમર જેમ ચંપકને તજી દે છે; તેમ સ્વાર્થી મનુષ્ય પોતાનું કાર્ય પૂરૂં થતાં તરત ત્યાગ કરે છે.

૨૦૫. ગુણ વિના કીર્તિની આશા રાખવી એ ખપુષ્પ સમાનજ છે.

૨૦૬. વિષકીટ વિષથીજ રાચે છે, તે અમૃતથી રાચતો નથી. અજ્ઞાની વિષયાનંદથીજ રાચે છે. ને બ્રહ્માનંદથી કદી રાચતો નથી.

૨૦૭ સત્કાર્યમાં દઢતા રાખી જે મનુષ્ય મંડયો રહે છે તેને પરમાત્માની સહાયતા મળ્યા વિના રહેતી નથી.

૨૦૮. કાલનો વિશ્વાસ નથી, માટે ધર્મનું કાર્ય કરવામાં ઢીલ કરવી નહિ.

૨૦૯. કદી મેરૂ ચળે, સૂર્યમાં શીતલતા આવે, ચન્દ્રમાં ઉષ્ણતા આવે, પંકમાં સુગંધ આવે, કમલમાં કઠિનતા આવે, પરંતુ ગુણી મનુષ્ય આપેલું વચન પાળ્યા વિના કદી રહેતો નથી.

૨૧૦. છોડ વળે છે પરંતુ ઝાડ વળતું વળતું નથી,

તેમ જેનું મન કોમલ છે, તે બધાને નમે છે, પરંતુ જેનું મન કોમલ નથી, તે કોઇને નમતો નથી.

૨૧૧. પરમાત્માનું સત્ય સ્વરૂપ જાણ્યા વિના સંસારના માયિક પદાર્થોપરનો પ્રેમ દૂર થતો નથી.

૨૧૨. જ્યારે વાદળાં ચઢી આવે છે, ત્યારે વૃષ્ટિનું અનુમાન થાય છે, તેમ જ્યારે અત્યંત દુઃખ પડે ત્યારે જાણવું કે હવે સુખનો સમય પાસે આવ્યો છે.

૨૧૩. આત્માનંદનો ત્યાગ કરી જે મનુષ્ય વિષયમાં આનંદ શોધે છે, તે મનુષ્ય રત્નને છોડી કાચ ગ્રહણ કરે છે.

૨૧૪, જે કાલે જે બનાવનું છે, તે કદી પણ મિથ્યા થવાનું નથી તો પછી નકામો શોક શામાટે કરવો જોઇએ?

૨૧૫. હે ઉપદેશક ! તું ઉપદેશ આપે છે, પરંતુ તે પ્રમાણે તું ચાલે છે કે નહીં તેનો પ્રથમ વિચાર કર.

૨૧૬. વર્ત્તન વિનાની વિદ્વત્તા ગર્દભ ઉપર ચંદનનો ભાર ભરવા જેવી છે,

૨૧૭. સુખનું સ્થાન બહાર નથી, પરંતુ અંતરમાં છે. માટે પ્રથમ તેની તપાસ કર.

૨૧૮, જે ધનાઢ્ય હોય છે તે રંક થઈ જાય છે, અને જે રંક હોય છે તે ધનાઢ્ય થાય છે. કાલની ગતિ મહા બળવાન છે તો પછી મિથ્યા ગર્વ શા માટે કરવો?

૨૧૯, મનુષ્ય આશાની દોરી પર લટકતો હોય છે,

એટલામાં તો ખેતરમાં ચરતા બકરાને જેમ વાઘ આવી ઉપાડી જાય છે, તેમ કાલ તેને ઉપાડી જાય છે.

૨૨૦. સત્સંગથી અંતઃકરણ નો મેલ ધોવાઇ જાય છે, તથા અત્યુત્તમ સુખની પ્રાપ્તિ થાય છે. ચિંતામણિ ઇચ્છિત વસ્તુ આપે છે, પરંતુ સત્સંગથીતો મોક્ષની પ્રાપ્તિ થાય છે. આટલાજ માટે શાસ્ત્રકારો સત્સંગની પ્રશંસા કરે છે.

૨૨૧. પ્રારબ્ધનો વિશ્વાસ છોડી દઈ પુરૂષાર્થ કર, પુરૂષાર્થથીજ તને પરમાનંદની પ્રાપ્તિ થશે.

૨૨૨. ગુણી મનુય પોતાની સ્તુતિ પોતાને મોઢેથી કરતો નથી, શું સૂર્ય ઉગે છે તે બધાને કહેવા જાય છે કે હું ઉગ્યો છું? કદી નહીં તેના પ્રકાશથીજ સર્વ જાગ્રત્ થઈ જાય છે.

૨૨૩. વિદ્વાન મનુષ્યની સલાહ લીધા વિના જે મનુષ્ય સાહસિક પગલુ ભરે છે તે સત્ય સુખને સંપાદન કરી શકતો નથી.

૨૨૪. આ નાશવંત શરીર કોઈ દિવસ પડવાનુંજ છે, તો પછી તેને માટે મિથ્યા શોક કરી મનોબલ શા માટે ઓછું કરવુ જોઇએ?

૨૨૫. બ્રહ્માથી તે કીટ પર્યંત જેટલા પદાર્થો છે, તેટલા બધા નાશવંત છે એમ જાણી વિવેકી મનુષ્યે પોતાની વૃત્તિ તેમાંથી ખસેડી પરમાત્મામાં જોડી દેવી.

૨૨૬. અભ્યાસથી ગમે તેવુ કઠિન કાર્ય પણ સહેલું

થઈ જાય છે. માટે મનુષ્યે અભ્યાસનો કદી પણ ત્યાગ કરવો ના જોઈએ.

૨૨૭. જેનામાં વિચાર કરવાની શક્તિ છે તે ભય રૂપી સમુદ્રને તરી ગયા વિના રહેતો નથી.

૨૨૮. ક્રોધ કરવાથી મનુષ્યનું લાંબા વખતનું એકઠું કરેલું તપરૂપી દ્રવ્ય નાશ પામે છે.

૨૨૯. લોભી મનુષ્યના અંતઃકરણમાં સત્ય, ક્રોધ, યમ, દમ, શમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રધ્ધા, અસ્તેય વગેરે ઉત્તમ ગુણો રહી શકતા નથી

૨૩૦ અસત્‌માંથી સત્‌ની ઉત્પત્તિ થતી હોયતો વંધ્યામાંથી પણ પુત્રની પ્રાપ્તિ થવી જોઈએ.

૨૩૧. પરમાત્મા એજ સત્ય સુખ છે. વિષયમાં સુખ નથી જે મનુષ્ય વિષયમાં સુખ શોધે છે, તે કેવલ ધૂમનાજ બાચકા ભરે છે.

૨૩૨. મનુષ્યની એક સરખી સ્થિતિ કદી પણ રહેતી નથી. છતાં મનની નબળાઇને લીધે તે હર્ષ શોકને પ્રાપ્ત થાય છે.

૨૩૩. પરમાત્મા કાંઈ દૂર નથી, પરંતુ તે તારી પાસેજ છે. મર્કટવત્ ચંચલ મનનો નિરોધકરવાથી મિથ્યા ભ્રાંતિનો ઉચ્છેદ થઈ જશે.

૨૩૪. કોઈ કોઇનો શત્રુ અને કોઇ કોઈનો મિત્ર નથી પરંતુ મનેજ આ બધી કલ્પના ખડી કરી છે.

૨૩૫. લઘુવય છતાં જે દૈવી જીવ છે તેની વૃત્તિ પરમાત્મા તરફજ ખેંચાય છે.

૨૩૬, મન જે જે વસ્તુનું સ્મરણ કરે છે, તે તે રૂપ થઇ જાય છે, માટે મનુષ્યે અનુદિન બ્રહ્મ સંબંધી વિચાર કરવો જોઇએ.

૨૩૭. કાલે કંઇકને ઉથલાવી નાખ્યા, તો શું તે તને અમર રહેવા દેશે ? નકામું વૈર શા માટે બાંધે છે ?

૨૩૮ જેને પોતાના પરજ વિશ્વાસ નથી, તે અન્ય ઉપર કેવી રીતે રાખી શકશે ?

૨૩૯, વિષયનું સ્મરણજ દુઃખદાયક છે, માટે જીજ્ઞાસુ મનુષ્યે તેનો ત્યાગ કરવો,

૨૪૦. જેનું મન અસ્થિર છે તે ઘડી ઘડીમાં ગભરાઈ જાય છે.

૨૪૧, તત્ત્વ પુરૂષ વાન્તિના અન્નની પેઠે વિષય તરફ લક્ષ આપતો નથી.

૨૪૨. ચાતક પક્ષી સ્વાતિ બુંદને માટે ઉત્સુક રહે છે, તેમ જીજ્ઞાસુ મનુષ્ય સદ્‌ગુરૂને માટે ઉત્સુક રહે છે.

૨૪૩. ડાહ્યા મનુષ્યે મનમાં ધારેલું કાર્ય વાણીથી પ્રકાશિત કરવું નહિ. પ્રકાશિત કરવાથી ઘણીવાર કાર્ય ચુંથાઈ જાય છે.

૨૪૪. નમ્ર મનુષ્યને ઉદ્ધત ધિક્કારે છે, પરંતુ નમ્ર મનુષ્યની નમ્રતાજ ઉદ્ધતને ઉડાવી દે છે.

૨૪૫. પ્રકાશ વિના અંધકાર નષ્ટ થતો નથી, તેમ જ્ઞાનવિના મુક્તિ થતી નથી.

૨૪૬. દ્વૈત હોય ત્યાંજ ભયની ઉત્પત્તિ થાય છે. જે સર્વમાં એકત્વ જુએ છે, તે બ્રહ્માંડ તૂટે તો પણ ભય પામતો નથી.

૨૪૭. ખાવું પીવું અને મોજ ઉડાવવી એજ મનુષ્ય દેહનું સાર્થક છે, એવું જેઓ માને છે, તેઓ વારંવાર જન્મ મૃત્યુને પ્રાપ્ત થાય છે.

૨૪૮, સર્વ વસ્તુનો ત્યાગ કરવો સહેલો છે, પરંતુ અહંતાનો ત્યાગ કરવો અતિ કઠિન છે.

૨૪૯. હે મનુષ્ય ! જો તું તારી ઉન્નતિ ઈચ્છતો હોય તો સંસારને લાત લગાવી મહાત્મા પુરૂષનું શરણ લઇ જન્મ મરણના ફેરામાંથી મુક્ત થા.

૨૫૦. ટીટોડો સાગરને ખાલી કરવા લાગ્યો, તો તેને ગરૂડની સહાયતા મળી હતી, તેમ ઉદ્યમી મનુષ્યને પરમાત્માની સહાયતા મળે છે, પરંતુ આળસુ મનુષ્યનું એક પણ કાર્ય સિધ્ધ થતું નથી.

૨૫૧. મન એવું તો બળવાન્ છે કે એક ક્ષણમાં તે પાતાળમાં પહોંચી જાય છે. એવા ચપલ મનનો નિગ્રહ અભ્યાસ અને વૈરાગ્યથી થાય છે.

૨૫૨. કુતરો જેમ ઉત્તમ પુસ્તકને ફાડી નાખે છે, તેમ મૂર્ખ મનુષ્ય તત્વજ્ઞાનને હસી કાઢે છે.

૨૫૩. પવનના ઝપાટાથી જેમ કાગળ ઉડે છે, તેમ કાલના ઝપાટાથી પ્રાણીઓ ઉડી જાય છે.

૨૫૪. કોશેટાનો કીડો પોતાની મેળેજ બંધાઈ જાય છે, તેમ મૂર્ખ મનુષ્ય પોતાની મૂર્ખતાને લીધે આપોઆપ ફસાઈ જાય છે.

૨૫૫. હજારો પુષ્પોમાંથી સુગંધ આપનાર તો કોઇકજ હોય છે, તેમ હજારો મનુષ્યમાંથી સાધુ તો કોઇકજ હોય છે.

૨૫૬. હજારો ગાયોમાંથી વાછરડું પોતાની માને શોધી કાઢે છે, તેમ કર્મ ગમે ત્યાંથી કર્ત્તાને શોધી કાઢે છે.

૨૫૭. જેની જીભમાં કટુતા છે તે સર્વને અપ્રિય થઇ પડે છે.

૨૫૮. આગને પ્રથમ દાબી દેવામાં આવે નહિ તો તે ભયંકર રૂપ લેછે, તેમ ક્રોધને જો પ્રથમ દાબી દેવામાં આવે નહિ તો તેથી ભયંકર હાનિ થાય છે.

૨૫૯. નિંબતરૂના મૂલમાં ગમે તેટલું મધુ સિંચવામાં આવે, પરંતુ તે જેમ મિષ્ટ થતો નથી, તેમ ગમે તેટલા પ્રયત્નથી શઠપુરૂષ શઠતા છોડતો નથી.

૧૬૦. મનુષ્ય જન્મમાં જે તત્ત્વ વિચાર કરતો નથી, તે મોટા વિનાશને પ્રાપ્ત થાય છે.

૨૬૧. તારૂં પાપ તું મનુષ્ય આગળ છૂપાવે છે, પરંતુ પરમાત્મા આગળ તે કેવી રીતે છૂપું રહેશે ?

૨૬૨. જ્યારે ચઢતીનો સમય આવે છે, ત્યારે શત્રુ પણ મિત્ર બની જાય છે, અને જ્યારે પડતીનો સમય આવે છે, ત્યારે મિત્ર પણ શત્રુ થઇ જાય છે.

૨૬૩. જ્યારે મનુષ્ય કાંઇ નઠારૂં કામ કરવા ઉદ્યુક્ત થાય છે, ત્યારે પ્રથમતો તેનો આત્મા તેને ચેતાવે છે, પરંતુ મૂર્ખને તેનું જ્ઞાન થઇ શકતું નથી.

૨૬૪. પર્વતમાંથી જેમ ઝરણું વહે છે, તેમ દયાળુ મનુષ્યના હૃદયમાંથી નિરંતર દયાનું ઝરણું વહે છે.

૨૬૫. દીપકપર મોહ રાખ્યાથી પતંગ જેમ નાશને પ્રાપ્ત થાય છે, તેમ બાહ્ય વસ્તુપર મોહ રાખ્યાથી મનુષ્ય ભયંકર હાનને પ્રાપ્ત થાય છે.

૨૬૬ કાણા ઘડામાંથી જેમ પાણી ચાલ્યું જાય છે, તેમ મૂર્ખ મનુષ્યના હૃદયમાંથી સદ્બોધ નિકળી જાય છે.

૨૬૭. જે મનુષ્ય આગ, ચોર, શત્રુ, અને સ્ત્રીનો વિશ્વાસ કરે છે, તે મનુષ્યનું અશ્રેય થયા વિના રહેતું નથી.

૨૬૮. હજારો કાગડામાંથી હંસ ઓળખઇ જાય છે, તેમ હજારો મૂર્ખમાંથી જ્ઞાની ઓળખાઇ જાય છે.

૨૬૯. મોટી મોટી વાતો કરનારા ઘણા હોય છે, પરંતુ અંતઃકરણમાં ખરી લાગણી ધરાવી કાર્ય કરી બતાવનારા તો કોઇકજ હોય છે.

૨૭૦. ઉંચે ચઢવા માટે જેટલો શ્રમ લેવો પડે છે,

તેટલો શ્રમ નીચે ઉતરવા માટે લેવો પડતો નથી.

૨૭૧. વ્યાઘ્રચર્મ ધારણ કરનાર ગધેડો જેમ અવાજથી ઓળખાઇ ગયો, તેમ મિથ્યા ડોળ ધારણ કરનાર અંતે ઓળખાઈ જાય છે.

૨૭૨. જેનામાં ક્ષમા રૂપી દ્રવ્ય ભરેલું છે, તેની અખિલ બ્રહ્માંડ શુશ્રૂષા કરે છે.

૨૭૩. જો તારે બંધનમાંથી મુક્ત થવું હોય તો પ્રથમ માયાને લાત માર.

૨૭૪. સુખ અને દુઃખ, શીત અને આતપની પેઠે આવે છે, અને જાય છે તેથી જ્ઞાની પુરૂષને હર્ષ શોકની પ્રાપ્તિ થતી નથી.

૨૭૫. આપત્તિ સમયે જેનું મન સ્થિર રહે છે, તે આ સંસાર સાગર સહજમાં તરી જાય છે.

૨૭૬. ગર્ભમાં જેણે તારૂં રક્ષણ કર્યું તેજ નિરંતર તારૂં રક્ષણ કરનાર છે તો પછી નકામો શોક શા માટે કરે છે ?

૨૭૭. અધ્યાત્મ વિદ્યાનો ત્યાગ કરી જે માયિક પદાર્થો તરફ આકર્ષાય છે, તે પુષ્પનો ત્યાગ કરી કંટકજ ગ્રહણ કરે છે.

૨૭૮. પોતાની બુદ્ધિ પ્રમાણે મનુષ્ય અન્યને માટે વિચાર બાંધે છે, તો પછી તારે ખેદ ધરવાનું શું પ્રયોજન છે ?

૨૭૯. અન્યને ભસવાનો કુતરાનો સ્વભાવ છે, તેમ અન્યની નિંદા કરવાનો દુર્જનનો સ્વભાવ છે.

૨૮૦. જે મનુષ્ય સંપત્તિનો ગુલામ છે, તે કદીપણ મોક્ષનો અધિકારી થઇ શકતો નથી.

૨૮૧. જે મનુષ્ય પોતાનું જીવન પરોપકારાર્થે ગાળે છે, તે મનુષ્યને માટે સ્વર્ગનું દ્વાર ખુલ્લું થઇ જાય છે.

૨૮૨. કોઈ મનુષ્ય આધિથી, કોઇ મનુષ્ય વ્યાધિથી, તથા કોઈ ઉપાધિથી પીડિત હોય છે. આ સંસારમાં સુખ નથી, તો પછી તે તને કેવી રીતે પ્રાપ્ત થશે ?

૨૮૩. પથ્થરપર ગમે તેટલું પાણી રેડવામાં આવે, પરંતુ તે જેમ કોમળ થતો નથી, તેમ ગમે તેટલો ઉપદેશ આપવામાં આવે, પરંતુ અધિકાર વિના ઉચ્ચપદ કદી પ્રાપ્ત થઇ શકતું નથી.

૨૮૪. પશુઓ પણ કરેલા ઉપકારને ભૂલી જતાં નથી, તો પછી કરેલા ઉપકારને ભુલી જવો એ શું મનુષ્યનું લક્ષણ છે ?

૨૮૫. આસુરી સંપત્તિવાળા લોકો જ્યારથી ઉઠે છે, ત્યારથી કુતર્કોનું સેવન કરે છે. દૈવી સંપત્તિવાળા લોકો હંમેશાં નિર્મળ વિચારજ કરે છે.

૨૮૬. પરમાત્માની ભક્તિનો ત્યાગ કરી જે મનુષ્ય વિષયના પ્રવાહમાં ઘસડાય છે, તે મનુષ્ય ચિંતામણિનો ત્યાગ કરી કાચનેજ ગ્રહણ કરે છે.

૨૮૭. તત્ત્વવેત્તાનો વ્યવહાર એવોતો વિચિત્ર હોય છે કે આ વિશ્વના અજ્ઞાની લોકો તેને ગાંડો ગણી કાઢે છે.

૨૮૮. કામનાનો ત્યાગ કરવાથી જે સુખ પ્રાપ્ત થાય છે, તે કરોડો રૂપિયા પ્રાપ્ત થવાથી થતું નથી.

૨૮૯ સંધ્યા સમયે અનેક પક્ષીઓ વૃક્ષપર એકઠાં થઈ પ્રભાતમાં ઉડી જાય છે, તેમ કર્માનુસાર અનેક મનુષ્યો એકઠાં થાય છે, અને પછી કર્મનું ફળ ભોગવવા જ્યાં ત્યાં ચાલ્યાં જાય છે.

૨૯૦. જો તારે કામથી બચવું હોય તો મરચાં વગેરે રાજસી આહારનો સત્વર ત્યાગ કર.

૨૯૧. સ્વરૂપનું જ્ઞાન થયા વિના મિથ્યા મોહનો કદીપણ નાશ થતો નથી.

૨૯૨. જયા સૂધી મનપર કાબુ આવ્યો નથી, ત્યાં સૂધી આપણું ધારેલું કાંઇ પણ થતું નથી, તો પછી નકામાં વલખાં શા માટે મારવાં જોઇએ ?

૨૯૩. હે મન ! તને આ અતિ અપવિત્ર શરીર પર મોહ ઉત્પન્ન થાય છે તેથી તું મહા મૂર્ખ છે.

૨૯૪. જે મનુષ્ય મન, વચન, અને કર્મથી પ્રભુને અર્પણ થઇ જાય છે, તે અપ્રાપ્ત વસ્તુને પણ પ્રાપ્ત કરી શકે છે.

૨૯૫. જેમ જેમ મનુષ્ય શ્રદ્ધામાં મોળો પડતો જાય છે, તેમ તેમ તે દુઃખ સાગરમાં ડૂબકાં ખાતો જાય છે.

૨૯૬. ખારા પાણીનું માછલું મીઠા જળમાં રહી શકતું નથી, તેમ અજ્ઞાની મનુષ્ય ઉત્તમ તત્ત્વ ગ્રહણ કરી શકતો નથી.

૨૯૭. સંશયવાળો મનુષ્ય આ લોક અને પરલોકથી ભ્રષ્ટ થઇ જાય છે. તેનું એક પણ કાર્ય સિદ્ધ થતું નથી.

૨૯૮. ગીધ પક્ષી જેમ માંસ ઉપર જઇ બેસે છે, તેમ અજ્ઞાની મનુષ્ય મલ, મૂત્રથી ભરેલા શરીરને બાઝી મુદિત થાય છે.

૨૯૯. વાયુ જેમ તૃણને ઘસડી જાય છે, તેમ મન સર્વ ઇંદ્રિયોને ઘસડી જાય છે.

૩૦૦. જે વસ્તુ શોક કરવા યોગ્ય નથી તેને માટે અજ્ઞાની મનુષ્ય શોક કરે છે, પરંતુ તત્ત્વવેત્તા પુરુષ તેથી હસે છે.

૩૦૧. જેનો પ્રેમ પરમાત્માપર દૃઢ થયો છે, તે સંસારના ક્ષુલ્લક પદાર્થોપર જરાપણ પ્રીતિ રાખતો નથી.

૩૦૨. ઇર્ષ્યાવાળો મનુષ્ય અન્યની ઉન્નતિ સહન કરી શકતો નથી. અને તેથી તેને હલકો પાડવા વારંવાર પ્રયત્ન કરે છે.

૩૦૩. જે મનુષ્ય સમયને માન આપી ચાલે છે, તે અનુપમ સુખનો ભોક્તા થાય છે.

૩૦૪. સત્ય જય પામે છે, પરંતુ અનૃત જય પામતું

નથી, એમ શ્રુતિ કહે છે, તેથી મનુષ્યે પ્રાણ જાય તો પણ સત્યનો ત્યાગ કરવો ના જોઇએ.

૩૦૫. કાગડાના મંડળમાં હંસને ગમતું નથી, તેમ અવિવેકીના મંડળમાં વિવેકીને ગમતું નથી.

૩૦૬. સર્પના મસ્તકપર પગ મૂકનારા તો ઘણા હોય છે, પરંતુ કામને વશ કરનારા તો કોઇકજ હોય છે.

૩૦૭. ચંદ્રમાં જેમ અમૃત રહેલું છે, તેમ મહાત્મા પુરૂષની વાણીમાં અમૃત સમાયેલું છે.

૩૦૮. જેની ઇચ્છા શક્તિ મુજબ છે, તે લઘુવય છતાં ઈચ્છિત કાર્ય કરી શકે છે.

૩૦૯. કાદવમાંથી કમલની ઉત્પત્તિ થાયછે, તેમ વખતે નીચકુળમાં પણ વિદ્વાન્ પુરૂષ ઉત્પન્ન થાય છે.

૩૧૦. વાયુના પ્રહાર છતાં મેરૂ ડગતો નથી, તેમ અનેક આપત્તિ આવ્યા છતાં મહાત્મા પુરૂષ ડગતો નથી.

૩૧૧. અનેક નદીઓ આવીને મળ્યા છતાં સાગર જેમ ઉભરાઇ જતો નથી, તેમ અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યા છતાં વિદ્વાન્ પુરૂષ ગર્વ ધારણ કરતો નથી.

૩૧૨. વિષ કરતાં પણ વિષયની શક્તિ અધિક છે, માટે જીજ્ઞાસુ મનુષ્યે તેને કદી પણ માન આપવું નહિ.

૩૧૩. વ્યાઘ્રને પકડી શકાય, સર્પને નચાવી શકાય, સિંહને કેળવી શકાય, અગ્નિપર ચાલી શકાય, પર્વતને

ઉંચકી શકાય પરંતુ મૂર્ખને કદી સમજાવી શકાતો નથી.

૩૧૪. જ્યારે મનુષ્યનું કલ્યાણ થવાનું હોય છે, ત્યારે તેના મનમાં સદ્ વિચાર ઉત્પન્ન થાય છે.

૩૧૫. જે નિરંતર પકવાન્ન આરોગે છે, તે જેમ રોટલાથી મુદિત થતો નથી, તેમ જે નિરંતર બ્રહ્માનંદમાં મસ્ત રહે છે, તે કલ્પિત વિષય સુખથી કિંચિત્ પણ મુદિત થતો નથી.

૩૧૬; ધનવાનની સર્વજન શુશ્રૂષા કરે છે, પરંતુ નિર્ધનની શુશ્રૂષા કરનાર તો કોઈકજ હોય છે.

૩૧૭. પાખંડી મનુષ્ય પોતાના પાખંડને લીધે સામા મનુષ્યપર એવી તો છાપ પાડે છે કે તે તેની ઈચ્છા મુજબ નૃત્ય કરે છે.

૩૧૮. સંગીતનું જેમ ગર્દભને જ્ઞાન નથી, તેમ તત્ત્વ વસ્તુનું મૂર્ખને જ્ઞાન હોઇ શકતું નથી.

૩૧૯. જે ભ્રમર કાષ્ઠને કોચવા સમર્થ છે, તે કમલમાં બંધાઇ જાય છે, અહો ! પ્રેમનું કેવું પ્રાબલ્ય છે?

૩૨૦. જે મનુષ્ય આત્મ શ્લાઘા કરે છે, તે પરમપદથી ખસી જઇ રૈરવ નરકમાં નિવાસ કરે છે.

૩૨૧. વૃક્ષ ઉપર આવી અનેક પક્ષીઓ નિવાસ કરે છે, તેમ દાતાર પુરૂષ આગળ હજારો ગરીબ મનુષ્યો આવે છે. અનેક પક્ષીઓ બેસે છે, છતાં વૃક્ષને જેમ અકળામણ

થતી નથી, તેમ અનેક રંક મનુષ્યો આવ્યા છતાં દાતાર અકળાતો નથી.

૩૨૨. જેને શ્રીહરિ ઉપર વિશ્વાસ છે, તેને અન્યના કાલાવાલા કરવાની શી આવશ્યકતા છે ?

૩૨૩. જે પારકાના ગુણમાં દોષારોપ કરે છે, તેને યમદૂતો યમપૂરીમાં ઘસડી જઇ મહા કષ્ટ આપે છે.

૩૨૪. જે મનુષ્ય બીજાને આશા આપી નીરાશ કરે છે, તેને માટે યમ રાજાએ યમપુરીમાં ઘણુંજ નીચું સ્થાન તૈયાર કરેલું હોય છે.

૩૨૫. સજ્જન પણ દુર્જનનો વારંવાર સંગ કરે છે, તો તે દૂષિત થાય છે. શ્વેત વસ્ત્ર પર કોલસો લાગે તો શું તેને કાળો ડાઘ પડતો નથી?

૩૨૬. જે મનુષ્યને બ્રહ્મજ્ઞાન થયું છે, તેજ ખરો સુખી છે. અન્ય જનો તો કેવલ દુઃખમાંજ સુખની કલ્પના કરે છે.

૩૨૭. વિપત્તિ સમયે જે મનુષ્ય ધૈર્યનો ત્યાગ કરે છે, તે કદી પણ ઉચ્ચ પદનો અધિકારી થઇ શકતો નથી.

૩૨૮ જે મનુષ્ય અતિથિનો સત્કાર કરે છે, તે મનુષ્યથી યમદૂતો દૂર ભાગી જાય છે.

૩૨૯. સાહસ કર્મ કરનાર મનુષ્ય ઉત્તમ યશને પ્રાપ્ત થતો નથી. તે અંતે પૂર્ણ પશ્ચાત્તાપને પ્રાપ્ત થાયછે.

૩૩૦. બીજાને સુખ આપવા જે મનુષ્ય પોતાની લક્ષ્મીનો ઉપયોગ કરે છે, તે મૃત્યુના મસ્તક ઉપર પગ મૂકે છે.

૩૩૧. વાડ વિના વેલો ચઢતો નથી, તેમ આશ્રય વિના મનુષ્ય ઉન્નતિને પ્રાપ્ત થઇ શકતો નથી.

૩૩૨. શુષ્ક વૃક્ષ ઉપર પક્ષીઓને પ્રેમ ઉત્પન્ન થતો નથી, તેમ નિર્ધન મનુષ્ય ઉપર લોકોને પ્રેમ ઉત્પન્ન થતો નથી.

૩૩૩. આપણો સાચો મિત્ર તો એક ધર્મજ છે, કારણકે તે મરણ પછી પણ સાથે આવે છે.

૩૩૪. અમુક માણસ સજ્જન છે કે દુર્જન છે, તે તેની વાણી ઉપરથીજ પરખાઇ જાય છે.

૩૩૫ સંકટ સમયે જે આવીને ઉભો રહે છે, તેજ સાચો મિત્ર છે, અન્ય તો નામનાજ સમજવા.

૩૩૬. દોષ વિનાની કોઇ વસ્તુ નથી, માટે હે મનુષ્ય ! તારે હંમેશાં ગુણનુંજ શોધન કરવું.

૩૩૭ કાચબો જેમ નિજ અંગને સંકોચી લે છે, તેમ વિષયો પ્રત્યેથી જે મનુષ્ય પોતાની ઇંદ્રિયોને ખેંચી લેછે, તેજ પરમસુખનો અનુભવ કરે છે.

૩૩૮. અવિવેકીની દ્રષ્ટિ નીચ વસ્તુ તરફજ વળેલી હોય છે.

૩૩૯. જ્યારે સત્ય વસ્તુનું જ્ઞાન થાય છે, ત્યારે અસત્ય આપોઆપ છૂટી જાય છે.

૩૪૦. સદ્ગુરૂની કૃપા એ કામધેનુ, ચિંતામણિ, તથા કલ્પવૃક્ષને જીતી લે છે.

૩૪૧. રાગપર મોહ રાખ્યાથી હરિણ પકડાઇ જાય છે, તેમ પદાર્થ પર અસત્ય પ્રેમ રાખ્યાથી મનુષ્યની હાનિ થયા વગર રહેતી નથી.

૩૪૨. જેમ મૂર્ખ ગામડિયો પૂર્ણિમાના ચન્દ્રનો લાભ ના લેતાં કાળો ડાઘ જુએ છે, તેમ સજ્જનના અનેક ગુણોનો ત્યાગ કરી દુર્જન દુર્ગુણ તરફજ લક્ષ આપે છે.

૩૪૩. પરમાત્માની માયા દુસ્તર છે, પરંતુ સાચો ભક્ત એ માયાને લાત લગાવ્યા વગર રહેતો નથી.

૩૪૪. આમ્રતરૂ તરફ કોકિલનું ચિત્ત આકર્ષાય છે, તેમ સાધુપુરૂષ તરફ વિવેકીનું ચિત્ત આકર્ષાય છે.

૩૪૫. દુર્જન મોઢેથી અમૃતની વૃષ્ટિ કરે છે, પરંતુ અંતઃકરણમાં પુષ્કળ વિષ ભરી રાખે છે.

૩૪૬. પરમાત્મા જેનું રક્ષણ કરે છે, તેનો કોઈ વાંકોવાળ પણ કરી શકતું નથી.

૩૪૭. જે વસ્તુમાં સુખ નથી, તે વસ્તુમાં સુખની કલ્પના ઉઠાવી તું શા માટે દુઃખનો અનુભવ કરે છે?

૩૪૮. કદી પાતાળમાં ઘૂસી જશો, તો પણ કાલ ત્યાંથી તમને પકડી આણી ઠરાવેલે સ્થલે માર્યા વિના મૂકશે નહિ.

૩૪૯. ઇંદ્રિયોનો સ્વભાવ બહાર ભટકવાનો હોવાને લીધે તેને પરમાત્માનું જ્ઞાન થઈ શકતું નથી.

૩૫૦, હૃદયચક્ષુ ખુલ્યા વિના પરમાત્માના દર્શનની આશા રાખવી એ ખપુષ્પવતજ છે.

૩૫૧ સ્થૂલ વસ્તુનું જ્ઞાન સ્થૂલ બુદ્ધિથી થઇ શકે છે, પરંતુ સૂક્ષ્મ વસ્તુનું જ્ઞાન સૂક્ષ્મ બુદ્ધિ વિના કદી થતું નથી.

૩૫૨. મુશલાગ્ર બુદ્ધિવાળો મનુષ્ય ઉચ્ચ ભૂમિકાપર કદી જઇ શકતો નથી.

૩૫૩. અંતઃકરણની ભાવના શુદ્ધ હોય છે, તો પરમાત્માનો સાક્ષાત્કાર થયા વગર રહેતો નથી.

૩૫૪. જેઓ હમેશાં વિષયોમાં રમણ કરે છે, તેઓને સ્વપ્ને પણ બ્રહ્મજ્ઞાન સંબંધી વિચાર આવતો નથી.

૩૫૫. કામનાને તોડી પાડનાર દેવતાનો પણ ગુરૂ થઇ બેસે છે.

૩૫૬. છિદ્ર પડેલા વહાણમાં પાણી ઘૂસી જાય છે, તેમ અવિવેકીના મનમાં કામ ક્રોધાદિ ભયંકર શત્રુઓ ઘૂસી જાય છે.

૩૫૭. કાંટાવડે કાંટો કાઢી તેને દૂર ફેંકી દેવામાં આવે છે, તેમ બ્રહ્માકાર વૃત્તિ વડે વિષયાકાર વૃત્તિનો નાશ કરી તત્ત્વવેત્તા તે વૃત્તિને પણ સમાવી દે છે.

૩૫૮. સોય જેમ કંટકને કાઢી નાખે છે, તેમ સૂક્ષ્મ બુદ્ધિ વિષયોને ઉખેડી નાખે છે.

૩૫૯. સંસારની ખટપટમાં જેનું મન ગુંથાયલું રહે છે, તે તત્ત્વ વિચાર કરવાને કેવલ અસમર્થ થઇ પડે છે.

૩૬૦. જ્યારે મનુષ્ય ઉચ્ચ ભૂમિકાપર ચઢે છે, ત્યારે નીચલી ભૂમિકા આપો આપ છૂટી જાય છે. જ્યારે સૂર્ય ઉગે છે ત્યારે અંધકાર આપોઆપ પલયન કરી જાય છે.

૩૬૧. બહુ શાસ્ત્રનો અભ્યાસ કર્યા છતાં પણ જો બુદ્ધિ વિવેક વાળી ના હોય તો તે અભ્યાસ ગર્દભ પર ચંદનનો ભાર ભર્યા જેવો છે.

૩૬૨. અન્ય વસ્તુમાં અન્યની કલ્પના કરવી એ કેવળ અવિદ્યાનુંજ પરિણામ છે.

૩૬૩. દુર્જન પોતાના સ્વાર્થને માટે ગુલામ બની રહે છે, પરંતુ સ્વાર્થ સિદ્ધ થયો કે તરતજ મસ્તક પર ચઢી બેસે છે.

૩૬૪. ડાહ્યો મનુષ્ય માથે લીધેલું કાર્ય કદી પણ છોડી દેતો નથી પરંતુ જ્યાં સૂધી તે પૂર્ણ ન થાય ત્યાં સૂધી મંડયોજ રહે છે.

૩૬૫. જેમ કુંભાર વિના ઘડો બનતો નથી, તેમ

ચેતનની સહાયતા વિના જડ વસ્તુથી કાંઇપણ ક્રિયા થઈ શકતી નથી.

૩૬૬. અનુભવ વિનાનું જ્ઞાન વૃક્ષ વિનાના ઉપવન જેવું છે.

૩૬૭. જ્યારે કોઈ દૈવી મનુષ્ય પૃથ્વીપર અવતરે છે, ત્યારે તે હજારોનું કલ્યાણ કરે છે.

૩૬૮ રાગ, દ્વેષને તજ્યા વિના બાહ્ય આડમ્બરથી કદી પણ ઉચ્ચ પદ પ્રાપ્ત થઇ શકતું નથી.

૩૬૯. જે મનુષ્ય ધર્મનું રક્ષણ કરે છે, તેનું ધર્મ પણ રક્ષણ કરે છે. જે મનુષ્ય ધર્મનો ત્યાગ કરે છે, તેનો ધર્મ પણ ત્યાગ કરે છે.

૩૭૦. જેને ઉત્તમ સંસ્કાર નથી, તે હજારો પ્રયત્ન કર્યાં છતાં સુધરી શકતો નથી.

૩૭૧. જેને અપરોક્ષ જ્ઞાન થયું નથી, તેને સ્ત્રી, પુત્ર, ધનાદિના ત્યાગથી મહા કષ્ટ ઉત્પન્ન થાય છે.

૩૭૨. ધોળા વસ્ત્રપર જૂદા જૂદા રંગો ચઢે છે, તેમ વિવેકીના મનપર તત્ત્વબોધની ઝટ અસર થાય છે.

૩૭૩. સર્પ જેમ ઉંદરને ગળી જાય છે, તેમ કામ જગત્‌ને ગળી જાય છે, તસ્માત્ કામનો કદી વિશ્વાસ કરવો નહિ.

૩૭૪. જેણે પરમાત્માનું શરણ ગ્રહણ કર્યું છે, તેને

સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળમાં કોઇપણ ભય ઉત્પન્ન કરી શકતું નથી.

૩૭૫. દુર્જન એકને કંઇ સમજાવે છે, અને બીજાને કંઇ સમજાવે છે. જ્યારે પરસ્પર વિરોધ કરાવે છે ત્યારેજ તેને સંતોષની પ્રાપ્તિ થાય છે.

૩૭૬. ઇશ્વરના સાચા ભક્તને અગ્નિ બાળી શકતો નથી, પાણી ડૂબાવી શકતું નથી, શસ્ત્રો ઘાયલ કરી શકતાં નથી, તથા અસ્ત્રો નિરર્થક થઇ પડે છે.

૩૭૭. તું જે કર્મ કરે તેના ફલની ઇચ્છા રાખ નહિ. ફલની ઇચ્છા રાખવી એજ મોટું બંધન છે. જે મનુષ્ય સર્વ કર્મ પ્રભુને અર્પણ કરી દે છે તે કદી પણ બંધાતો નથી.

૩૭૮. માત્ર એક સૂત્રથી જેમ હાથી બંધાતો નથી, તેમ માત્ર નામની ભક્તિથી ઇશ્વર પ્રસન્ન થતો નથી. હાથીને બાંધવા જેમ મજબુત સાંકળની જરૂર છે, તેમ ઇશ્વરને વશ કરવા દૃઢ ભક્તિની આવશ્યકતા છે.

૩૭૯ મનુષ્યમાં જેમ જેમ ગુણોની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ તે શાંત થતો જાય છે.

૩૮૦. તું એમ સમજે છે કે હુંજ સર્વનું પોષણ કરૂં છું, પરંતુ એજ તારી ભુલ છે. ઇશ્વરની ઇચ્છા વિના કોઇને પણ ગતિ મળી શકતી નથી.

૩૮૧. અગ્નિ આગળ રહેવા શીત અસમર્થ છે, તેમ જ્ઞાન આગળ રહેવા અજ્ઞાન અસમર્થ છે.

૩૮૨. મધપર અતિ સ્નેહ રાખ્યાથી માખી નાશ પામેછે, તેમ વિષયપર અતિ પ્રેમ રાખ્યાથી મનુષ્ય નાશને પ્રાપ્ત થાય છે.

૩૮૩. મૌક્તિકનો ભોગી હંસ જેમ નરકથી રાચતો નથી, તેમ જે ઉત્તમ વસ્તુનો અધિકારી છે, તે હલકી વસ્તુથી કદી પણ હર્ષિત થતો નથી.

૩૮૪. મદ્યપાન કરનાર મનુષ્ય જેમ વિવેકને વિસરી જાય છે, તેમ ક્રોધને વશ થયેલો મનુષ્ય વિવેકને વિસરી જાય છે.

૩૮૫ વિષનો કીડો જેમ વિષથી રાજી રહે છે, તેમ અધમ મનુષ્ય અધમ વસ્તુથીજ રાજી રહે છે.

૩૮૬. પોપટ અને કાગડાને પાળી રામ રામ ભણાવશો તો પોપટ શીખશે પરંતુ કાગડો કદી શીખશે નહી, તેમ સંસ્કારી અને અસંસ્કારીને સરખોજ બોધ આપશો તો સંસ્કારીને ઝટ અસર થશે પરંતુ અસંસ્કારીને કદી થશે નહી.

૩૮૭. જેવી રીતે તું તારા બહારના શત્રુઓને ઉખેડી નાખવા પ્રયત્ન કરે છે, તેવીજ રીતે તું તારા અંતરના કામ ક્રોધાદિ શત્રુઓને ઉખેડી નાખવા પ્રયત્ન કર. અંતરના શત્રુઓને ઉખેડી નાખવાથી કોઇપણ તારો શત્રુ રહેશે નહિ, પરંતુ

સર્વ મિત્ર થઇ જશે.

૩૮૮. પરમાત્માના સાચા ભકતની ઇર્ષા કરી તેને ઉઘાડો પાડવા જે મૂર્ખ પ્રયત્ન કરે છે તેને અંતે ડોકું નીચે નમાવવું પડે છે.

૩૮૯. જે દૃઢ નિશ્ચયવાળો છે, તે અજ્ઞાનીઓના મિથ્યા ગપાટાથી નીચ કૃત્ય કરવા કદી પણ ઉદ્યુક્ત થતો નથી.

૩૯૦. વિપત્તિ સમયે પણ પરમાત્માનો સાચો ભક્ત કદી અકળાતો નથી, એમ શાસ્ત્ર ડંકો વગાડી કહે છે.

૩૯૧. નીચ મનુષ્ય આગળ જ્યાં સૂધી હલકી વાત થતી નથી, ત્યાં સૂધી તેને અંતરમાં શાંતિ પ્રાપ્ત થતી નથી.

૩૯૨. સૂર્યના પ્રકાશથી ઉલૂક કંટાળે છે, તેમ જ્ઞાનીના ઉપદેશથી મૂર્ખ કંટાળે છે.

૩૯૩. રામે જેમ પોતાના પિતાની પ્રતિજ્ઞા પાળવા સર્વ સુખનો ત્યાગ કર્યો, તેમ દરેક પુત્રે પિતાની આજ્ઞા પાળવા દૃઢ નિશ્ચય રાખવો.

૩૯૪. કાળે કંઇક બ્રહ્મા, કંઇક વિષ્ણુ, કંઇક રૂદ્ર, કંઇક ઇન્દ્ર, કંઇક ચન્દ્ર, કંઇક ભાનુ, તથા કંઇક કુબેરને ઉખેડી નાખ્યા તો પછી તું જે શરીરપર અત્યંત મમતા ધરાવે છે, તે કેવી રીતે સ્થિર રહી શકશે ?

૩૯૫. કોઈ મનુષ્યને ઉત્તર દિશાએ આવેલા કોઇ શહેરમાં જવું હોય તેને બદલે તે દક્ષિણ દિશાએ ચાલ્યો

જાય તો ઇચ્છિત સ્થલે પહોંચે ખરો ? પરમાત્માની ભક્તિ મૂકી દઇ જે મનુષ્ય નિરંતર વિષયોમાં રમે તે કદી શાશ્વત સુખ પામે ખરો ?

૩૯૬. કારણનો ગુણ કાર્યમાં પ્રવેશ કર્યા વિના રહેતો નથી.

૩૯૭. નિયતિનું બલ એવું તો મોટું છે કે તેને ફેરવી નાખવા સાક્ષાત્ બ્રહ્મા પણ સમર્થ નથી, તો પછી અન્યનું શું ગજું ?

૩૯૮. પરમાત્માની ભક્તિ કર્યા છતાં સુખની પ્રાપ્તિ ન થાય તો જાણવું કે કરવામાં આવતી ભક્તિ ઘણી મેળી છે.

૩૯૯. પાષાણપર નાખેલું બીજ ઉગતું નથી, તેમ કુપાત્રને આપેલું દાન ફલદાતા થઈ શકતું નથી.

૪૦૦. ઘણા કાગડાઓ એકઠા થઇ કોલાહલ મચાવી મૂકે છે, તેમ ઘણા મૂર્ખાઓ એકઠા થઇ વિષય સંબંધી વાત કરવા મંડી જાય છે.

૪૦૧. હીરાની પરીક્ષા ઝવેરી હોય તેજ કરી શકે છે. તેમ ગુણી હોય તેજ ગુણીની પરીક્ષા કરી શકે છે.

૪૦૨. પાણીમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબને સત્ય ચંદ્ર માની બાલક તેને પકડવા ધસે છે, તેમ વિષયોને સત્યમાની મનુષ્ય તે તરફ ધસે છે.



# મનહર વીણા. ભાગ ૨ જો.

## માલિની વૃત્ત.

ચરણ કમલ સેવું, શાંતિ દાતા દયાળુ,
શરણ સુખદ નિશ્ચે, પૂર્ણ જ્ઞાતા કૃપાળુ.
મરણ ભય વિદારો, શક્તિ છે સુખકારી,
હરણ દુઃખ કરો છો, વીનવું ત્રિપુરારી.
તરણવત્ ગણ્યો છે, કામને વિઘ્ન હારી,
કરણ સુખ વિભુ છો, શેષ તો જાય હારી.
ધરણ મહિ રહી છે, આપની ખૂબી સારી,
વરણ અતિશ શોભે, છે કૃતિ ખૂબ ન્યારી.
અકલ અચલ ધાતા, શ્રુતિ નિત્યે વખાણે,
ઋષિ મુનિ ગુણ ગાયે, પાર ના કોઇ જાણે.
અવિચલ પદ આપો, સુખનો સિંધુ સ્થાપો,
દુરિત સકલ કાપો, શાંતિ તે પૂર્ણ વ્યાપો.
તડિતવત્ ખરે છે, લક્ષ્મીના પ્રેમ ધારૂં,
વિષવત્ વિષયો છે, મોહ મારો ઉતારૂં.
મતિ વિભુ મુજ થોડી, જોડી હું ચિત્ત રાખું,
ગતિ નથી હર ઝાઝી, ગુણ તે કેમ ભાખું.
રતિ પણ નથી ખામી, આપ સત્તા શી જામી,
અતિબલ તમ હેવા, પ્રેમ ધારી નમામી.

વિવિધ રૂપ ધરો છો, ભક્ત સુખી કરો છો.
અચલ સુખ ભરો છો, કષ્ટ સર્વે હરો છો,
સરવર ખુબિ ન્યારી, લાગતી એહ પ્યારી,
ભ્રમર ગણુ ઉડેશા, ચૂંબતા નિજ નારી;
મનહરે વળી હંસો, નાચતા રાચતારે,
કવિવર કૃતિ ન્યારી, સર્વદા વાંચતારે
નગ ઉપર ઉગે છે, વૃક્ષ દીપે અતિશે,
મરૂત સરસ આવે, શું લખું આપ વિષે.
ઉપવન મહિ ભળું, આમ્ર લીલા ઘણેરી,
દ્વિજવર તહિં બોલે, હર્ષ લે ખૂબ ઘેરી.
બિજ અતિશય નાનું, ઝડ વિશાળ થાયે,
શરીર અતિશ મોટું, વીર્યમાંથી રચાયે.
અદ્‌ભુત તમ લીલા, મૂઢ એ વીસરે છે,
તનય ધન ધરે છે, મારૂં મારૂં કરે છે.
દિનકર વિધુ ખૂબી, શી વિભુ હું વખાણું,
ઋતુ નિયમિત ચાલે, સર્વથી શ્રેષ્ઠ જાણું.
અણુ નથી નકિ ખાલી, પુર્ણ વંદું અનાદિ.
ગુપત ભૂત મહિ છો, આપજો સુપ્રસાદી
દ્વિજવર વદિ નિત્યે, શકિત સારી જણાવે
તરૂવર ફુલ વેરી, આપને તો વધાવે.
ઉદધિ ઉછળી નિશ્ચે, હર્ષ ઝાઝો બતાવે
મધુરરવથી બોલી, પીક ગુણો સુણાવે.

## પદ.

જય ગુરૂ જય પરમ કૃપાળુ, ચરણે નામું શીશ સદા,
દાસ તમારો જેવો તેવો, ભૂલું નહિ હું નામ કદા.
માયાથી કંટાળ્યો આવ્યો શરણે રાખો નિત્ય મને,
સંકટ કાપો, બુદ્ધિ આપો, વ્યાપો શાંતિ મુજ તને,
દોષો કીધા પૂજ્ય ગુરૂજી, તદપિ રંકપર દયા કરો,
ચિંતામણિને કલ્પતરૂ છો, બાલક જાણી બાંયધરો,
અવિદ્યાને ટાળી નાખો, બ્રહ્મ વિદ્યામાં ચિત્ત રહો,
દૈવી સંપત્તિને આપો, વિજ્ઞપ્તિને ઉર લહો.
પદ પંકજનું વિસ્મરણના, મુને થાઓ ધ્યાન ખરૂં,
અકલ શક્તિ છે ગુરૂ તમારી,વર્ણન તેનું કેમ કરૂં.
અજ્ઞાનના સાગરમાં ડૂબ્યો, તારો કૃપા કરી તમે,
દિવ્ય મૂર્તિ જે ચારૂતમારી, મારૂં ચિત્ત તેમાંહી રમે.
તનમન ધનના નાથ તમે છો, મારૂં હું નવ કાંઇ ગણું,
સર્વસ્વ અર્પણ છે તમને, વિસ્તારી શું વદું ઘણું.
રાગ દ્વેષને હણો દયાળુ, કામ ક્રોધનો નાશ કરો.
સત્યવાણી વદાવો નિત્યે, પ્રીતે ગ્લાનિ મુજ હરો,
શમ, દમ, યમતે રહો હૃદયમાં, કરગરી હું ગુરૂ કહું.
ઉપરતિ, તિતિક્ષા આપો, જેથી સુખી નિત્ય રહું,
તમે પિતા છો સત્ય ગુરૂ શ્રી સ્વાર્થી સર્વ દીસે ખરે,
સત્ય સુખને કોઇ નવ જાણે માયા માહીં ચિત્ત ધરે.

પુષ્પ સુગંધ મરૂત પ્રસારે, શાંતિ પ્રસારો નિત્ય નમું,
કુબુદ્ધિ પણ હું છું તમારો, માયાથી હું ખૂબ ભમું.
ભાનુ ખીલાવે કમલને જેમ, હૃદય ખીલાવો મુજ તણું,
તમે પ્રતાપી સર્વજ્ઞ છો, ગુણો તે શું અત્ર ભણું.
મનની સ્થિતિ જાણો સઘળી, છૂપું તમથી નથી જરી,
દીન વત્સલ દયાળુ ઝાઝા, દુઃખ અભ્રને લીઓ હરી.
પ્રસન્નતા તમારી થાયે, બાકી નહિ કંઈ પ્રભુ રહે,
અમી દૃષ્ટિ તમરૂડી થવાથી, જ્ઞાનનું ઝરણુ નિત્ય વહે.
નિરંકુશ તૃપ્તિ ને આપો, અસ્થિર મનને સ્થિર કરો,
કશું અસાધ્ય તમને છે નહિ, સાત્વિક દ્રવ્ય ઉર ભરો.
નિર્મલતા તે આપો રૂડી, સુખ દાયક છો તમે સહી,
અભય પદ તે મને બતાવો, જયાંથી પાછો પડું નહીં.
બોધામૃતનું પાન કરાવો રાજસી વૃત્તિ હરી લીઓ,
અવિદ્યા ઉખેડી નાખી, અખંડાનંદ તે મુને દીઓ

---

કલ્યાણ.

પડયો શું ભરનિદ્રા માંહી, કાલ નગારૂં વાગે,
કાલ નગારૂં વાગે, શાને ઝબકીને ન જાગે પડયો.
ચેત ચેત હવે તું ભાઇ, સાથે નહિ આવે આ કાંઈ
આ એતો છે માંસ પૂતળી, ભેટે શાને રાગે–પડયો.
આયુષ કપાયે નિશદિન તારૂં, કરી રહ્યો શું મારૂં મારૂં.

વિષય વિષવત્ જાણી લેતું, શાને ન તું ત્યાગે–પડયે.
નરક મહિં રમે છે શાને, શાસ્ત્ર વાકય તું કેમ ન માને
કંઈક શરીરને પાડી નાંખ્યા, ક્રૂર કાલ નાગે–પડયો.
મદ મહીં રહો શું છાકી, મિથ્યા વસ્તુ જુએ શું તાકી
બળી રહ્યા શું નિત્યે બંધુ, મિથ્યા પ્રીતિ આગે–પડયો.
અસત્યમાં તું શીદ વહે છે, અજ્ઞાન મૃત્યુ શ્રુતિ કહે છે.
મૃગજલવત્ પદાર્થો સર્વે, એશું પ્રિય લાગે–પડયો.
ઉછળી ઉછળીને શું ગાયે, વાહુવા કરાવી શીદ ફુલાયે
ચાલ્યા ગયા આ દેહને છોડી, કોટિ તુજ આગે––પડયો.

---

પદ.

મહા નિદ્રાથી હું જાગ્યોરે, વૃત્તિ બ્રહ્મમાં જોડી
મેં તો કામ શત્રુને ત્યાગ્યોરે, વૃત્તિબ્રહ્મમા જોડી
હવે ડંકો વિજયનો વાગ્યો રે, વૃત્તિ બ્રહ્મમાં જોડી.
મારો હર્ષ ઝાઝો કદી ન વર્ણાયે, મને સુખ અનુપમ
થાયેરે–વૃત્તિ.
રાગ દ્વેષ ભાગ્યા ચાલ્યું નહિ કાંઈ, મારી દશા
સુખ દાઈરે–વૃત્તિ.
શુદ્ધ સ્વરૂપમાં રમું છું જાઉં છું મલકાઈ,
મને મળી સાચી દવાઈરે–વૃત્તિ.

મિથ્યા ભ્રાંતિ ભાગી શોક ગયો દબાઇ, ઉડી અજ્ઞાન
હવાઇરે-વૃત્તિ.

નિજાનંદમાં ઘૂમું, ભીતિમુનેન કાંઇ, મારો પ્રેમ
જાય છલકાઇરે-વૃત્તિ

દિવાકરને ભાળી ખદ્યોત ગયો અંજાઇ, સત્ય
વસ્તુ પરખાઇરે.-વૃત્તિ.

---

૫૬.

હું શિવને હું વિષ્ણુ બ્રહ્મા, વિશ્વ નથી ત્રણ કાલેરે
આનંદ રૂપને સત્ય સ્વરૂપ હું, અનંત ને છું અનાદિરે
અચલ અદ્વૈત અજ નિરંતર, ગુરૂએ આપી પ્રસાદીરે હું.
નેત્ર તણા દોષથી ભાસે છે, બે ચન્દ્ર આકાશેરે
દ્વૈતવત્ લાગે માયાથી આત્મા, જ્યોતિ જેની પ્રકાશેરે હું.
નેત્ર તણો દોષ જેને છે નહિ, એક ચન્દ્ર તે ભાળેરે
માયાને જીતી જેહ જ્ઞાનીએ, આત્મા એક નિહાળેરે હું.
બે ચન્દ્ર નહિ આકાશમાંહી, દ્વૈત નથી તેમ કાંઇરે
મિથ્યા માયાએ ઘાટ ઘડયો છે, લાગે મોટી નવાઇરે હું.
આકાશ એક છે ભાઇ નિરંતર, ઉપાધિથી બહુ ભાસેરે
આત્મા એક છે જાણી તું લેજે, દ્વૈત તમ એથી ન સેરે હું.
જલબુદ્બુદ ભિન્ન જલથી લાગે, ભિન્ન ન લેતું જાણીરે
માયાથી ભાસે પ્રપંચ જુદો, અભિન્ન લે પિછાણીરે હું.

સ્થૂલ સૂક્ષ્મને કારણુ એતો, રજ્જુ સર્પવત્ ભાઈરે,
મૃગજલવત્ છે રચના સઘળી જાયે શું હરખાઈરે. હું.
અનુભવીને આનંદ છે ઝાઝો, દ્વૈતમાં નહિ તે ડૂલેરે,
अहब्रह्मास्मि મહા વાકયથી, સુખ હિંડોળે ઝૂલેરે. હું.

---

## ગઝલ.

અરેભાઈ મૃત્યુથી શાને ડરે, પુરાણો તું નિત્ય છે
સત્ય ખરે. અરે.
વંધ્યાને ક્યાં પુત્ર છે, શશકને ક્યાં શૃંગ,
જો વિચારી તત્ત્વથી, કર સદા સત્સંગ. અરે.
ત્રય અવસ્થા સાક્ષી તું, નિર્લેપ નિરાકાર,
નિરાભાસ તું મુક્ત છે, તું છે નિર્વિકાર. અરે.
અઘટિતને ઘટાવતી, માયા મહા બલવંત,
અદ્વૈતને કરે દ્વૈત એ, ચળાવ્યા મોટા સંત. અરે.
વિજ્ઞાન શસ્રથી છેદીને, અભેદમાં થા લીન,
મિથ્યા શું અથડાય છે, બને છે શાને દીન. અરે.
ત્રિકાલે આ વિશ્વના, શાને ગોથાં ખાય,
અંધકાર ક્યાં છે સૂર્યમાં, મિથ્યા શું કરમાય. અરે.
પ્રમાદ મૃત્યુ શક નહિ, વદે મુનિ શ્રી વ્યાસ,
દાસ બને શું લક્ષ્મીનો, શાને રહે ઉદાસ. અરે.

કલ્પી કાઢેલા નગર સમું, આ વિશ્વ મનાય
ભરે ધૂમ્રના બાચકા, કદી ન પેટ ભરાય. અરે.
તર્ક વિતર્ક શું કરે, નિરાલંબતું શુદ્ધ,
અનંત અજ નિરધાર છે, શાશ્વત ને તું બુદ્ધ. અરે.
ઘટ છે પટ છે, પૃથ્વી છે, જલ છે એમ વદાય,
અનુવૃત્તિતો સત્યની, સર્વ મહીં પરખાય. અરે.
સત્ય વસ્તુ જે છે ખરે, કદી નહિ બદલાય,
અભ્રો આડાં આવતાં, અર્ક પ્રકાશ ન જાય. અરે.
સર્પ ભાળીને રજ્જુમાં, થયો અતિ ભયભીત,
દીપક લાવીને નિરખતાં, રહ્યું ન ભય બચીત. અરે.

---

## કલ્યાણ.

ભ્રમણામાં શું ભટકે ભાઇ, ખોટી આશ તારી,
ખોટી આશ તારી, રાખે મોહ શાને જારી–ભ્રમણામાં.
સ્વરૂપ તારૂં શું ગયો ભૂલી, મિથ્યા શાને તું જાયે ફૂલી.
તું અભિન્ન બ્રહ્મથી નિત્યે, જો જરા વિચારી.–ભ્રમણામાં
આસુરી સંપત્તિ રાખે, અસત્ય મુખથી નિત્યે ભાખે,
નાખે શું મનમાયા માંહી, ના શકે તું મારી–ભ્રમણામાં
પ્રિયગણે શું કાયા તારી, જશે અંતે તું એને હારી,
આખરે પસ્તાવો થાશે, પ્રેમ દે ઉતારી–ભ્રમણામાં.
બેસી નથી રહેવું હે ભાઇ, પાપ કરે જુએ ન કાંઈ,

જમદૂતો દુઃખ દેશે આઝું, આવશે કંપારી–ભ્રમણામાં
જેમાં તું ધરેછે શાન્તિ, તે શાન્તિ ના મોટી ભ્રાન્તિ,
શુક્તિમાં રજત ન ભાઈ, માન શીખ મારી--ભ્રમણામાં
પીડા શું તું પરને આપે, શત્રુ અંતરના તે ન કાપે,
મૂછ મરડી શું ઘૂમે ભાઈ, ગણે શું નારી પ્યારી–ભ્રમણામાં

---

૫૯.

સુણો ભાઈઓ ધ્યાન રાખીને, કાલનો ડંકો વાગેરે
ચેતો ચેતો ભુલો શું બંધુ, અતિશે દુઃખી થાશોરે.
મનુષ્ય જન્મ નહિ આવે ફરીથી, છેવટે અકળાશોરે–સુણો.
ચિત્રગુપ્ત તે ન્યાય લખે છે, યમરાજા તપાસેરે.
એ દરબારે જાવું નથીરે, દ્વૈત જેને ન ભાસેરે–સુણો.
સ્ત્રી, પુત્ર, પુત્રી એ ફાંસી, હાંસી તમારી થાશેરે,
એકલા આવ્યા એકલા જાવું, ઘૂમો શું ખોટી આશેરે સુણો.
મૃત્તિકામાં જઇ મળવું અંતે, મારૂં મારૂં નહિ ત્યાગોરે
આંખ ઉઘાડો સમય જાય છે. જાગો બંધુ જાગોરે સુણો.
નાટક ચેટક મેળા રૂડા, શું સાથે એ આવેરે
ભ્રાંતિ છોડો શાંતિ લાવો, વાવટો કાલ ઉડાવેરે સુણો.
જ્ઞાની વિના નવજીતાય કોથી, અજીત એહ મનાયોરે
ત્રિલોકને વશ કરી પલકમાં, નિશ્ચે ખૂબ ફુલાયોરે સુણો.
સંપત્તિ તો આપત્તિ માંહી, નાખે નહીં બચાવેરે

કર્મકાંડમાં ઘસડી પાડે, સાથે નહીં એ આવેરે સુણો.
કંઇ સંતો તો જાગી ઉઠયા છે, ધરી છે જ્ઞાનમાં મસ્તીરે
અદ્વૈત ભાનુએ દ્વૈત ઉડાવ્યું, હણ્યો છે મોહનો હસ્તીરે સુણો.

---

## ૫૬.

શાને તું વાત વડી બહુ કરે, માયામાં ડૂબી ગયો
તું ખરે
સ્રી, પુત્ર, ધન દેખી રાચે, નાચેના વિસરે
પાષાણુ બાંધી ને ગળામાં ભાઇ, સૃષ્ટિ સિંધુ
નહિતરે માયામાં
અસત્ વસ્તુને સાચી માને, આનંદ ઉરમાં ભરે
આત્મશ્લાઘા કરી ને ઝાઝી. નિજ મનમાં બહુ ઠરે માયામાં
બ્રહ્માકાર ન વૃત્તિ તારી, ચંચલ એ છે અરે,
કાયા કાચી વહાલી લાગે, મૃત્યુ થકી બહુ ડરે. માયામાં.
પદવી મોટી ઇચ્છે નિત્યે, એથી અર્થ શું સરે,
કાળાં ધોળાં અનેક કરીને, મોહ વનમાં વિચરે. માયામાં.
ષડ્ રિપુ નવજીત્યા ભાઇ, ખોટો પ્યાર શું ધરે,
સ્વરૂપ તારૂં તું શું ભૂલે છે, અનીતિને વરે. માયામાં.
દશ્યથી દષ્ટા ભિન્ન સદા છે, શ્રુતિ માત ઉચ્ચરે,
રજ્જુ સર્પનું ઝેર ન કાંઈ, એથી નહીં કો મરે. માયામાં.

---

## પદ.

અરે તું કાય પ્રેમ શું ધરે, ચિત્ત વૃત્તિ તારી શીદ ફરે.
ગંદી કોઠી ગંધાયે છે, વિચાર તેનો ન કરે,
મલ મૂત્રને રૂધિરે ભરેલી, કંપે ના તું અરે. ચિત્ત.
દુર્ગંધ ઉઠે ઝાઝી ભાઈ, અપાન વાયુ જવ સરે,
નરકના કીડાની પેઠે, રમત રમે તું ખરે. ચિત્ત.
નવદ્વાર જો કેવાં નઠારાં, પ્રીતિ એ પર શું ધરે,
ચોળી એને શું સાફ બનાવે, સત્ય સ્વરૂપ વિસરે.–ચિત્ત.
ઉઠી સવારે મોઢું સુંઘી જો, મોહમાં શાને ફરે,
અન્નનરક ઝટ જાતાં થાયે, હર્ષ એથી શું ભરે.–ચિત્ત.
અન્ન મય કોશ એ નથી તું ભાઈ, શ્રુતિ માત ઉચ્ચરે,
એ અશુદ્ધને નિર્મલ તું છે, એથી મૂર્ખ શું ઠરે.–ચિત્ત.
ઉજ્જવલ વસ્ત્રો એના સંગથી, બગડે ના તું ડરે,
તત્ત્વ વિચાર કરે ન કાંઈ, વિષય ગ્રાસ શું ચરે.–ચિત્ત.
રજત તણો ઘટ હોયે કોઇ, નરક અંદર કો ભરે,
મઢેલ ચર્મ ઉપરથી છે, ભીતર જોતું અરે.–ચિત્ત.
સાચવે એની માયા રાખી, તદપિ ના ઉગરે,
વ્યાધિથી ઘેરાયે ભાઈ, અર્થ તારો નહિ સરે.–ચિત્ત.
ષડ્ વિકારથી એહ ભરેલો, નહિ એથી તું તરે,
ઉઠ જાગ્રત્ થા શ્રુતિ કહે છે, કાલ વાવટો ફરફરે.–ચિત્ત.

## કવ્વાલી.

તજ્યું સર્વે નથી પરવા, ધરી ઇચ્છા આ ભવતરવા
સાનાબ્ધિ મહીં સરવા, ધર્યો આ વેશ જોગીનો.
ધરી હવે પૂરી શાન્તિ, મૂકી દીધી બધી બ્રાન્તિ.
છોડયા ભોગો ગણી વાન્તિ, ધર્યો આવેશ જોગીનો.
અલખની લેહ પૂરી લાગી, નિદ્રાથી ગયો જાગી
ખોટો પ્રેમ દીધો ત્યાગી, ધર્યો આ વેશ જોગીનો
ભલે ઘેલો મને માનો, કૂટસ્થ હું દુઃખી શાનો.
નહીં લાગે મને તાનો, ધર્યો આ વેશ જોગીનો
જૂઠી માનું હું તો માયા, નથી સાચી જરી કાયા
ઉઠો જાગો શું ખેંચાયા, ધર્યો આ વેશ જોગીનો.
સોહં સોહં લીધું જાણી, વદું સાચી અહીં વાણી
લીધું તત્વને પિછાણી, ધર્યો આ વેશ જોગીનો.
અમારી વૃત્તિ ના ખસતી, જઈ બ્રહ્મ મહીં વસતી.
નથી આધી જરા ખસતી, ધર્યો આ વેશ જોગીનો.
અમારો હર્ષ છે ન્યારો, નથી કામ જરી પ્યારો
બીચારો લોભ તો હાર્યો, ધર્યો આ વેશ જોગીનો.
ભલે મેરૂ પડે તૂટી, પડે વૃત્તિ ન વિખૂટી
પ્રણુવને તો લીધો ઘૂંટી, ધર્યો આ વેશ જોગીનો.
અમારી જૂદી છે સ્થિતિ, નથી કો પર જરા પ્રીતિ

નથી કોની જરા ભીતિ, ધર્યો આ વેશ જોગીનો.
અમે ધારી આ લંગોટી, ગણી માયા અમે ખોટી
લગાવી જ્ઞાનની સોટી, ધર્યો આ વેશ જોગીનો.
અમોને મોહ પગે લાગ્યો, બિચારો રાગ તો ભાગ્યો,
અખંડાનંદ તો જાગ્યો, ધર્યો આ વેશ જોગીનો.

---

### કાનડો.

ખોટી સગાઈ માની ભાઈ, મારૂં મારૂં કરી શાને ધસે છે,
નથી તારૂં અરે સુણ કાંઇ. ખોટી.
મમતામાં શીદ ફસી પડે છે, થશે દશા દુઃખદાઈ,
આંખ ઉઘાડી જોતાં થાશે, પસ્તાવો હે ભાઇ. ખોટી.
રહી જાશે અહીં સર્વે નિશ્ચે, કરે શું આમ કમાઈ,
પંચ મહાભૂતથી દેહ ઉત્પત્તિ, જાશે એમાં સમાઇ. ખોટી.
જમ દૂતો શ્વાસ રૂંધી લેશે, જાશે તું ગુંગળાઈ,
અભિમાન શું આમ ધરે છે, જાશે તું સપડાઈ. ખોટી.
તૃષ્ણા મોટી રાખે શાને જાય શું આમ તણાઈ,
શાસ્ત્ર વાણીને શાને નિંદે, રહ્યો શું મૂઢ ફસાઈ. ખોટી.
અભાવથી ન ભાવ ઉત્પત્તિ, ગયો શું આમ ઝલાઇ,
સ્ત્રી, પુત્ર, ધન, નહિ બચાવે, ગયો તું શીદ દબાઈ. ખોટી.
સત્ય વસ્તુ તે એક સદાયે, બાઝે શું ધાઇ ધાઇ
મૃગજલથી શું આમ અરે તું, ગયો છે પૂર લોભાઈ ખોટી.

---

## ૫૬.

સંસારમાં સુખ નથી જરાયે, જોતું વિચારી હૃદયમાંયે સંસારમાં.

તને દુઃખી કોઈ મને દુઃખી છે, ઘને દુઃખી તો
કોઇ ગણાયે સંસારમાં.

કલ્પના મિથ્યા શાને ઉઠાવે, રજ્જુમાં સર્પ તે
નહિ મનાયે સંસારમાં.

વહેતું મૂકે મન શીદ હે ભાઇ, શુદ્ધ છતાં અરે
શીદ ફસાયે સંસારમાં.

કલ્પી કાઢ્યું શીદ વિશ્વ આ મોટું. ખોટું તું
શાને પૂર્ણ પીડાયે સંસારમાં.

સદ્‌ગુરૂ પાસે બોધ ગ્રહાશે, મિથ્યા વસ્તુ થકી શું.
હરખાયે સંસારમાં.

નરતનુ નહિ આવે હે ભાઇ, માયા થકી ખૂબ
કેમ ઝલાયે સંસારમાં.

વલખાં મારે શીદ મિથ્યા અતિશે, જાશે નહીં દુઃખ
શીદ કુલાયે સંસારમાં.

આશા તુરી પર બેસીને શાને, અજ્ઞાન દેશમાં
હોંસથી જાયે સંસારમાં.

ચિત્તવાનર છે ચંચલ નિશ્ચે, માની લેજે વાણી
સાચી તું આંયે સંસારમાં

મોહ ભાલો શીદ મારે હૃદયમાં, સુખી છતાં દુઃખી
શાને તું થાયે સંસારમાં
પ્રેમનો કાંટો ખોસે તું શાને, જોતો નથી કાંઈ
મિથ્યા ઝુરાયે સંસારમાં.
અજ્ઞાન વનમાં કૂદી પડીને, અંધા પેઠે શીદ મૂખ કૂટાયે,
રાગનો સર્પ શું પાળી ને બેઠો, કરડી ખાશે
તુને પાપી મનાયે સંસારમાં.

---

## હોરી.

સુણોરે ભાઇ આશા છે મોટી ધૂતારી, જુઓ કાંઈ ઉર
વિચારી. આશા.

સ્વાહા કરી જાય સર્વ પદાર્થો, મનાય મોટી ઠગારી;
વિશાળ પેટના કદી ભરાયે, શકિત એની અતિ ન્યારી,
દીઓ એને ભાઈ વિસારી. આશા.
ત્રિલોકને ગળી જાય પલકમાં, માનો એને નહિ સારી;
બાથમાં ઘાલીને નીચે દબાવે, ગણો એને શીદ પ્યારી,
કરે મન ઝઝું વિકારી. આશા.
વધે અતિશય ભાઇએ નિશ્ચે, અગ્નિની પેઠે વધારી;
એનો છેડો નહિ આવે કદાપિ, રાખે ઝાઝી એ ખુમારી,
નાખો એને સત્વર મારી. આશા.

સર્પણીથી વધુ ઝેરી એ જાણો, વૃત્તિ ભમાવે તમારી;
વિજળી જેવી એને જાણો હે બંધુ, અડતાં આવે કંપારી,
ગણો એને ખૂબ નઠારી. આશા.
એના સપાટામાં સપડાયા ભાઇ, શકશો ના પ્રાણ ઉગારી;
એની ગતિ નહિ કથાયે કોથી, માનો એને દુઃખકારી,
લગાવે છે ઘા ખૂબકારી આશા.
પકડી લેશે કદી ભાઈ એ તમને, આવશે આંખે અંધારી
ભાગવું ભારી પડશે ઝાઝું, કહું હું શું વિસ્તારી
જશો તમે એનાથી હારી આશા

---

## કુવ્વાલી.

નથી અમે કોથી ડરતા. વિષયમાંહી નથી સરતા
નિજાનંદે સદા ફરતા, અમે બાવા બન્યા ભાઇ
અમારે કોઇ ના માતા, પિતા ના કોઈ છે શાતા
અમારી વૃત્તિ સુખદાતા, અમે બાવા બન્યા ભાઇ
અમારે કો નથી ભાઇ, નથી બંધન કોનું કાંઇ
અમારી સ્થિતિ સુખદાઈ, અમે બાવા બન્યા ભાઈ
અમારી ન્યારી છે શક્તિ, અમારી ન્યારી છે ભક્તિ
નથી પ્રિય કોઇ વ્યક્તિ, અમે બાવા બન્યા ભાઇ
પ્રભુ માંહી પ્રીતિ ધારી, નાખ્યો છે કામ વિદારી

સીંચી છે સુખની ક્યારી, અમે બાવા બન્યા ભાઇ
અલખમાં ધૂન છે લાગી, માયા ખોટી અતિ ભાગી
દીધો ક્રોધ કુડો ત્યાગી, અમે બાવા બન્યા ભાઈ
ધરી અધ્યાત્મમાં પ્રીતિ, લીધો મોહ અમે જીતી,
અમે ધારી રૂડી નીતિ, અમે બાવા બન્યા ભાઇ.
અમે ગર્વ દીધો છોડી, પ્રભુમાં વૃત્તિને જોડી,
નાખ્યો દંભ અમે તોડી. અમે બાવા બન્યા ભાઇ.
અમે જે મસ્તી ધારી છે, તમોને તે અકારી છે,
અમોને એજ પ્યારી છે. અમે બાવા બન્યા ભાઇ,
નથી લેવા દેવા કાંઇ, પીધો આનંદ અમે ધાઈ,
ગયા અમે તો હરખાઇ, અમે બાવા બન્યા ભાઇ.
અમે અસિ ઝાલી શમની, ધરી છે કટારી દમની,
ધરી બરછી અમે યમની, અમે બાવા બન્યા ભાઇ.

---

## ૫૬.

ચાલો ભાઇઓ કરો તૈયારી, યમ રાજાનો ત્રાસ છે ભારી. ચાલો.
સ્ત્રી, પુત્ર, ધન, સાથ ન આવે, ચેતો ચેતો માયા ખૂબ ભમાવે.
દૂર રહો તમે કાંઇ વિચારી. ચાલો.
કાલ કરે કામ આયુષ કાપે, છતાં હર્ષ કેમ ઉરમાં વ્યાપે.
મિથ્યા વસ્તુને ગણો શીદ પ્યારી. ચાલો.

યમપુરીનો માર્ગ નઠારો, ઉપાડશો તમે દુ:ખનો ભારો.
આવશે અતિશય ત્યાં કંપારી. ચાલો.
પદાર્થમાં નથી સુખ એ ભ્રાન્તિ, પરમપદમાં ધરી લો શાન્તિ
ખોટો પ્રેમ તે નાખો ઉતારી. ચાલો.
સંગી નહીં કોઇ એકલા જાશો, ઉઠો, જાગો, તમે પૂર સુઆશો
શકશે નહિ તમને કોઈ ઉગારી. ચાલો.
મિથ્યા કૂદો શીદ મૂર્ખતા ઝાઝી, કામાગ્નિથી શાને જાઓછો દાઝી
અમર કાય નહિ ભાઇ તમારી. ચાલો.
માંસ રૂધિરને ચુંથો છો શાને, સુબોધને શીદ ધરો ન કાને.
મન રાખો શાને ઝાઝું વિકારી. ચાલો.
પંચ વિષય માંહી ગયા શું ડૂલી, અસત્યથી શાને જાઓછો ફૂલી
નાખો કુડી માયા તમે વિદારી. ચાલો.
બાહ્યરૂપથી શીદ ઠગાઓ, ભીતર મેલ તે ભૂલી શું જાઓ.
ખોટી લઘુતા તે દીઓ વિસારી. ચાલો.
નથી રહેવું સદા જાવું છે અંતે, વેદાન્ત વાક્યને ઘૂંટી લો ખંતે
નશ્વર કાયને ગણો અકારી—ચાલો
મિથ્યા કુથલીમાં માથું શું ઘાલો, મારૂં મારૂં કરી નિત્ય શું મ્હાલો,
ખોટો મોહ તે નાખો નિવારી.—ચાલો.
કામ શત્રુ છે તમારો મોટો, ચેતાવું ભાગો અતિ એ ખોટો,
રાખો શાને તમે ખૂબ ખુમારી—ચાલો.

ગૃહ છોડીને ગયા છે. કોટી, આશા રાખો શાને મનમાં મોટી,
નાખો અહી જ્ઞાન એને સંહારી.—ચાલો.
ચિત્ત રાખો તમે બ્રહ્મમાં જોડી, વાસનાને દીઓ સત્વર છોડી,
નાખો તમે રાગ શત્રુને મારી.—ચાલો.
ભૂમા માંહી સુખ સાચું રહ્યું છે, શ્રુતિએ ગાજી ગાજી કહ્યું છે,
ક્રરો તમે નિજ શ્રેયને ધારી—ચાલો.

---

## ૫૯.

દોડે ક્યાં આત્મા પૂર્ણ પ્રકાશે, અનુભવથી જોતાં સંકટ જાશે—દોડે.
તલમાં તેલ તો રહ્યું છે ભાઈ, દૂધમાં ઘી રહ્યું શંકા ન કાંઈ,
નિકળશે અગ્નિ પત્થર ઘસાશે—દોડે.
ઈક્ષુમાં ગોળ તો નિત્ય રહે છે. મિથ્યા તૃષ્ણામાં શાને વહે છે,
પ્રકાશશે અગ્નિ મંથન થાશે—દોડે.
પ્રભા સૂર્યમાં નિત્ય છે વસતી, શીતલતા ઈન્દુથી આધીન ખસતી,
વિચારી જોતું પૂર્ણ હસાશે—દોડે
તીખાશ મરોથી શું ભિન્ન મનાયે શુકિતમાં રજતતે
મિથ્યા જણાયે
બ્રહ્મવિના અન્ય મિથ્યા છે ભાસે—દોડે
છોડીદે ભાઇ તું દ્વૈતની ભ્રાન્તિ, થાશે તુને એથી અનુપમ શાંતિ
પુનઃનહિ કદી ગર્ભમાં જાશે દોડે

---

## પદ.

અહો અજ્ઞાની જોતુ વિચારી, ચક્કર ખાય અપાર
મારૂં મારૂં કરી ભૂલી ગયો તું, પ્રભુજી પાલનહાર અહો.
ગંદી આ કાયા માયા શું રાખે, ઠોકર ખાય ગમારે
મોટા મોટા કંઇ ચાલ્યા ગયા છે, મળે ન પત્તો લગાર અહો.
નારી નઠારી ગણે શુ પ્યારી, હારી જશે નિરધાર
અજ્ઞાનતા ધરી બહેકે શું ઝાઝો. સેવે નિરંતર માર અહો.
હતી સરકારી સેવકો ઝાઝા આજે કયાં તેઓ વિચાર
દિલીપ, શિબિને નળશા ચાલ્યા, રહ્યા નહિ અવિધાર અહો.
શણગારે દેહને મળી જશે એ, માટી મહીં એકવાર
હરખાઇ ને શીદ નિત્ય ફુરે છે, ધરે ઝાઝો અહંકાર અહો.
ચર્મથી રાજી રહે શું પાજી, લાજીજા ઉર મોઝાર,
ઠાઠડીમાં ઘાલી લઈ તો જાશે, સ્મશાનમાં ન આધાર. અહો.
દેહને પ્રિય ગણતો ભાઈ, થઇ જશે ખાખ સાર
બાળીને જાશે સંગી નથી કોઈ, ખોટો તું મોહ ઉતાર. અહો.
રહેવું નથી ભાઇ જાવું છે અંતે ખંતે તું જ્ઞાન સ્વીકાર,-
કોણ તું તે જરા વિચાર ભાઈ, કરે શું મિથ્યા વિહાર અહો.

---

## પદ.

ચાલો હે હંસા, માન સરોવર માંહી.
ભૂમિ છે ન્યારી, જુઓ જુઓ તમે કાંઇ, ચાલો.

નિર્મલ ઇન્દુ સમવારિ છે, પીતાં થાય આનંદ.
સહસ્ર કમલો ખીલી રહ્યા, આવે ત્યાં ગયંદ.
શોભા છે સારી, લાગે છે મોટી નવાઈ ચાલો.
આસપાસ વૃક્ષો છે ઘણાં, બહેકે છે પ્રસૂન,
ચાખો રસ બહુ પ્રીતથી લગાવો એપર ધૂન.
અમર થાશો થશે દશા સુખદાઇ. ચાલો.
વૃત્તિ નહિ ખસશે જરી, થાશે હર્ષ પ્રત્યક્ષ.
માનો કહ્યુ કંઇ માહરૂં. રાખો એ પર લક્ષ,
લક્ષ શુ ફેરા, ફરો છો જાઓ દબાઇ. ચાલો.

---

પદ.

દુનિયા તો દિવાનીરે, સાચું ખોટું જુએ નહીં.
ભમી જાય દંભેરે, આડે માર્ગે જાય વહી, દુનિયા
મીઠા મીઠા શબ્દો સુણી, અંતરમાં લલચાય.
રત્ન મૂકીને કોડી મૂર્ખો, વેગે લેવા ધાય,
ફસે હસે ચસેરે, વિચારે ન ઉર સહી. દુનિયા
ગાડરિયા પ્રવાહની પેઠે, પાછળ પાછળ જાય,
અમૃત મૂકી વિષ વખાણે, સમજે ના જરાય.
તત્વ નહિ જાણેરે, વદું શું હું બાઈ અહીં, દુનિયા
ચન્દ્ર મૂકી ઉડુગણ કેરાં, કરે છે વખાણ

ઉદ્યોતની પ્રશંસા કરતા, મૂકી દે છે ભાણ
ધ્રુબ બની બેસેરે, અનીતિનો માર્ગ ગ્રહી દુનિયા
પાપથી ભરેલાને પૂજે, ધિક્કારે છે સંત.
માન ક્રોધને ઈર્ષ્યા રાખે, પૂજે ના મહંત,
ચાલે ન સુમાર્ગેરે, ઘૂમે ખૂબ માયા મહીં દુનિયા
ગાંડાની પેઠે બોલે છે, વૃત્તિ રહે ના સ્થિર,
વાહવા ! વાહવા ! કહે છે મુખે, ગણે પ્રિય શરીર.
ફસે મોહ માંહીરે, મારૂં મારૂં નિત્ય કહી. દુનિયા.
હોંસ ધરી વધાવી લેછે, પાપી જન નિરધાર;
શબ્દોથી જાયે અંજાઇ, શું કહું વારંવાર,
પગે જઈ લાગેરે, અનીતિને પૂર લહી. દુનિયા.
ઉપર ઉપરનું જુએ સર્વે, ધારે અનુરાગ;
હીરને પડતો મૂકી દેછે, પાળે પ્રીતે કાગ,
ત્યાગ કરે આત્મારે, કુબુદ્ધિને પૂર ચહી. દુનિયા.
સાચો માર્ગ જાયે ભાઇ, શંકા ન લગાર;
પ્યાર રાખે છે લોભી ઉપર, છોડે છે વિચાર,
મસ્તી રાખે ઝાઝીરે, માયામાંહી નિત્ય રહી. દુનિયા.
અંધ પછાડી અંધ બને છે, પડે ખાડા માંય;
શાણીઓને ન પૂછે કોઈ, પાસે ન કો જાય,
ભટકે અતિ મૂઢોરે, પશુ પેઠે જહીં તહીં. દુનિયા.

---

## આશાગોડી.

અલખની ધુન લગાવી, હવે અમે અલખની ધુન લગાવી
ત્રણ પુરને ભેદી નાખીને, ત્રિપુટી દીધી ઉડાવી. હવે.
પંચ કોશને છેદી નાખીને, વૃત્તિઓ દીધી સમાવી. હવે.
નિજ સ્વરૂપને લીધું પિછાણી, પ્રીતિ તે પૂર્ણ જમાવી. હવે.
तत्त्वमसि મહા વાકય મળ્યું છે, ગ્લાનિ તે સર્વ દબાવી. હવે.
અવિદ્યા પામી નાશ હવે તો, અદ્‌ભુત શાંતિ તે આવી. હવે.

---

## પદ.

મહા મંત્ર મળ્યો છે આજે મુને, કહું ખરૂં રે
મન મસ્તીમાં ઘૂમી રહ્યું છે, શોકનું મૂલ તે નષ્ટ થયું છે.
ભૂમાનંદ વ્યાપ્યો છે પૂરો, નાડરૂં રે. મહા.
અલભ્ય લાભ તે મુને મળ્યો છે, મોટો શોક મારો ટળ્યો છે,
અદ્વૈત, અજ, અનંત, પ્રેમ આવ્યો ભરૂં રે. મહા.
શસ્ત્રોથી હું નહિ કપાઉં, પાણીથી હું નહિ ભીંજાઉં,
જ્ઞાન નોકાથી સૃષ્ટિ સિંધુ હું તરૂં રે મહા.
લોભ શત્રુ ગયો છે ઉડી, વૃત્તિ બ્રહ્મમાં ગઇ છે બૂડી.
અજ્ઞાન ત્રાસ હવે કદી ના, હું ચરૂં રે. મહા.
રસનાથી સુખ નહિ કથાયે, અંશી જનથી એહ જણાયે
અસંગ હું હવે કદી નાથરથરૂં રે મહા.

પદ

જેણે કેરી ખાધીરે, મીઠાશ તે જાણે ખરે.
જેણે રત્ન દીઠુંરે, હર્ષ તે તો ઝાઝો ભરે. જેણે.
ચિંતામણિને દીઠો જેણે, કાચ ગ્રહે ન તેહ;
કલ્પ વૃક્ષ જેને મળે છે, ધરે તે નિંબ શું સ્નેહ,?
જેણે અશ્વ જોયોરે, ખર દેખી શું પ્રેમ ધરે. જેણે.
અનુભવી જાણી શકે છે, શેરડીની મીઠાશ;
મરી સ્વાદ લીધો ન જેણે, જાણે શું તીખાશ,
જેણે સૂર્ય ભાળ્યોરે, ખદ્યોતથી ન ખુશી ભરે. જેણે.
મૂર્ખને હાથ હીરો ચઢે છે, ફેંકી દેછે તેહ;
વેદ તણી ખૂબી શું સમજે, મહિષ હોયે જેહ,
વિષ કીડા હોયરે, પીયૂષ માંહી કેમ ઠરે. જેણે.
જેને રંગ લાગ્યો છે ભાઈ, જાણે ભૂમાનંદ;
ઘસે માયામાં મૂર્ખો ઝાઝા, માને મિથ્યા આનંદ,
અંશી કોઇ હોયરે, સૃષ્ટ સિંધુ તેહ તરે. જેણે.

---

પદ.

અનુભવથી અજવાળું થાશે, હૃદય દ્વાર તે
ખૂલી ઝટ જાશે અનુભવ.
પંચક્લેશતે જાશે દબાઇ, હેત થકી ઘણું જાશે
હસાઈ

કામના ખોટીપૂરી ચંપાશે. અનુભવ.
આ ઘટ, આપટ, જાશે એ ભ્રાંતિ, દ્વૈત જતાં પૂરી વ્યાપશે
શાંતિ, ગ્લાનિ તરૂવર એથી કપાશે. અનુભવ.
આત્મા વિના નહિ અન્ય જણાશે, સ્ત્રી, પુત્ર, ધન સર્વ
દબાશે તમ હોય નહીં સૂર્ય પ્રકાશે અનુભવ.
રાગ દ્વેષ તે જાશે હણાઇ, મન આનંદમાં જાશે તણાઇ
માયામાં કદી નહીં પુનઃફસાશે અનુભવ.

---

પદ.

આશા રાખે મનમાં ખોટી, આયુષ તારૂં આ જાયેરે,
ભર નિદ્રામાં પડી રહ્યો શું, મારૂંમારૂં શું કરતોરે
મોહની બેડી નાખી મોટી, આનંદે શું ફરતોરે,
મનુષ્ય દેહનું સાર્થક શું છે, તે ન મૂઢ તું જાણેરે,
નારી ન્યારી પ્યારી ધારી, ખોટી મોજશું માણેરે—આશા
જે જાયું તે જાયે અંતે, તે શાને તું ભૂલેરે,
નામ તેનો છે નાશ સર્વદા, માયા હિંડોળે ઝૂલેરે—આશા
તત્ત્વ વસ્તુ છે પાસે હે ભાઇ, છતાં દૂર શું ભાગેરે,
સ્વતંત્ર તું છે મુક્ત નિરંતર, શાને ભીખ તું માગેરે—આશા
નિર્લેપ નિત્ય તું શુદ્ધબુદ્ધ છે, જો જરા વિચારીરે,
ષટ્ રિપુને સેવે શાને, દે હવે વિસારીરે—આશા

પ્રપંચ બધો આ ખડો કર્યો છે, માયાએ લે જાણીરે,
વિષય વિષથી ઝેરી છે બહુ, લે મનને તું તાણીરે—આશા
આત્માકેરૂં જ્ઞાન થતાં આ, દ્રશ્ય ઉડી સૌ જાશેરે
પરમ પદમાં લીન થતાં તો. અખંડાનંદ તે થાશેરે—આશા

---

પદ.

કાય શું લડાવેરે, રહેશે નહીં ભાઈ ખરે
માયા ખોટી રાખેરે, મારૂં તારૂં શીદ કરે—કાયા
પૃથ્વીને છોડી ગયા છે, શાને તું લોભાય
દમડી સાથે નહી આવે જો, મોહમાં શું ફસાય;
દયા દૂર રાખેરે, મસ્ત થઇ શીદ ફરે—કાયા
અમર નથી કો ચેતી લેજે જે જાયું તે જાય,
કાલચક્ર છોડેના કોઇ, ખીલ્યું તે કરમાય;
આશા તારી મિથ્યારે, ખોટી ખુશી શીદ ભરે—કાયા.
અભિમાનને છોડી દેતું, તારૂં ધાર્યું ન થાય,
માયાનો આ ખેલ બધો છે, શાને તું ધૂતાય,
સમ દૃષ્ટિ છોડેરે, અસત્યમાં કેમ ઠરે—કાયા
શબ્દ જાલમાં ફસી પડીને, તત્ત્વ ભૂલે તું ભાઈ,
વ્યાકરણુ તારૂં કામ ન લાગે, થશે દશા દુઃખદાઇ;
વિચારીને જો તુંરે, અનીતિને શીદ વરે—કાયા

વૃત્તિને શું બહેકાવે છે, રાખે ન તું સ્થિર.
કાગને શાને પાળે છે તું, મૂકી દઈને કીર
રાચે નાચે શાનેરે, માને ન તું કેમ અરે—કાયા
બ્રહ્મ વિદ્યાથી દૂર રહીને, મૃગ જલથી લલચાય,
તૃષ્ણા નદીમાં કુદી પડીને, શાને ગોથાં ખાય;
ફાંફાં શાને મારેરે, અર્થ નહી તુજ સરે—કાયા
આકાશમાં ન પુષ્પ હોયે, વાણી સાચી માન,
કલ્પના તારી છે મિથ્યા, રાખ હવે કંઈ ધ્યાન;
પાષાણને બાંધીરે, સિંધુ નહિ કોઈ તરે—કાયા.

---

## ધનાશ્રી.

ભૂલી ભમે શું આમ, મનવા ભૂલી ભમે શું આમ.
સંસારમાં સુખ શોધે છે શાને, છોડી દે છે શીદ રામ. મનવા.
ભમતું રહે શીદ મૂર્ખ નિરંતર, લીએ ના કાંઇ આરામ મનવા.
માંસ રૂધિરથી રાચે છે શાને, ચાહે શાને ખૂબ દામ. મનવા.
સત્સંગથી રહે દૂર તુ શાને, ખોટો હર્ષ નહીં પામ. મનવા.
તારૂં નહીં તેને બાઝે છે પ્રીતે, કરે નહીં શુભ કામ. મનવા.
વિષયમાં સુખ નથી જરાયે, સાચો છે આત્મારામ. મનવા.
સ્ત્રી પુત્ર બંધુ સાથે ન આવે, મૂકે શાને હરિનામ. મનવા.

મિથ્યા જંજાળમાં શાને પડે છે, રાખે ખોટી શીદ હામ. મનવા.
ખોટું સુખ તું શોધે છે નિત્યે, મુકે અવિચલ ધામ. મનવા.
મોહની ફાંસી તું શાને નાંખે છે, રહે નહીં શીદ ઠામ. મનવા.
દૃશ્ય જાણીલે કાલ્પત નિશ્ચે, માયાનો ખેલ તમામ. મનવા.
તત્ત્વ વસ્તુથી ચૂકી ગયું છે, રાખે શું ખોટો દમામ. મનવા.
ભૂમાનંદને મૂકી દઈને, બને શું મોહ ગુલામ. મનવા.
જન્મ્યું તે અંતે જાશે જાણીલે, સાથે ન આવે બદામ. મનવા.
સદ્ગુરૂ સેવા નિત્ય કરી લે, કર તું નિત્ય પ્રણામ. મનવા.

---

## પદ.

સદ્ ગુરૂ પ્રીને પાય પડું છું, તમારો એક આધાર
દાસે તમારો ગાંડો ઘેલો છું, હું છું છેક ગમાર
ચુંબક કેરી શકિતથી લોઢું, ક્રિયા કરે અવિધાર–સદ્
માયા એ જાલ આ મોટી બીછાવી, તારો મુને આવાર
ચિંતામણિની પાસે જતાં તો, રહે ન દુઃખ નિરધાર–સદ્
પાંચ ચોર તો નિત્ય સતાવે, રાખો હવે મુજભાર
અગ્નિપાસે જતાં શીત ભાગે છે, શંકા નહીંજલગાર–સદ્
વિશ્વાસ રાખું એક તમારો, રાખું નિરંતર પ્યાર
અજ્ઞાન પાદપ છેદો ગુરૂજી, મારીને બોધ કુઠાર–સદ્
ગુણો તમારા નહીં કથાયે, શું કહું વારંવાર

માલતીમાંથી સુગંધ નિકળે, તૃપ્ત કરે સુખકાર–સદ્
ઇન્દુમાંથી પીયૂષ ઝરતું, લાગે અતિ દુઃખહાર
કલ્પતરૂ શોક દીએ સમાવી, આનંદ આપે અપાર–સદ્

---

## પદ.

નાથ નિરંજન નિર્લેપ નિત્યે, નટવર નાગર નંદકિશોર,
માધવ મુકુંદ મુરલીધારી, માયાતીત છો મનનાચોર. નાથ.
અસંગ અચ્યુત અદ્ભુત કૃતિ છે, આનંદ રૂપ છો
શક્તિ અપાર,
કરૂણાકર કેશવ કમલાધર, કાપો કષ્ટ કરધરો સુખકાર. નાથ.
અજન્મા અદ્વૈત અનંત છો, અખંડ અઘહારી નિરધાર,
મોર મુકુટ પીતાંબર ધારી, મોહન મારો રાખો ભાર. નાથ.
ખગધર નગધર સકલ કલાધર, સુખકર દુઃખહર
શુભ ભરનાર,
ત્રિગુણાતીત તારો જગ ત્રાતા, ત્રિભુવન નાથ છો
સરજનહાર. નાથ.
પામર પ્રાણી પતિત પાવન, પામુંપાર ન પાલનહાર,
જનસુખ દાતા જગ કર્તા જય, જનાર્દન જશ દો આવાર. નાથ

બલવંતા બુદ્ધિ દાતા છો, બાળો વિભુ સર્વ વિકાર.
સુખ સ્થાપક સૌ વિઘ્ન વિદારક; ધારકતારક હે કીરતાર. નાથ.
જલ સ્થલ વ્યાપક દુષ્ટ સંહારક, ભ્રમોચ્છેદક રાખું પ્યાર,
કુંજ વિહારી ગતિ છે ન્યારી સારી વારી જાઉં આવાર. નાથ.
દિતિ સુત મારક, ગ્લાનિ નિવારક, ભક્તજન પાલક
ભય હરનાર.
પ્રભુ તમ બાલક સંકટ ટાલક, સુખકારક વંદું છું સાર.
નિર્લેપ,

---

## ૫૬.

જેને હરિ પ્યારોરે માયા તેને કહો શું કરે;
સૂર્ય ઉગેજ્યારે રે, તમ ભાગે ખૂબ ડરે.—જેને.
પ્રભુ નામની લગની લાગી, ગણે નહિ સંસાર;
સ્ત્રી પુત્ર ધનથી ન રાચે, મસ્ત રહે અપાર;
અભયપદ પામીરે, ગ્લાનિ કાપી નિત્ય ઠરે.—જેને.
ગાંડા જેવો લાગે જગને, નાચે કૂદે સાર;
હસે રડે ડૂબે ભક્તિમાં શું કહું હું આવાર;
કામ ક્રોધ ત્યાગેરે, આનંદ તે ખૂબ ધરે.—જેને.
ભક્તને મન રાત્રી જે છે, અજ્ઞાનીને દીન;

નિંદે છે મૂઢ જનો પ્રેમે, બને નહીં તે હીન;
વાયુ કેરા પ્રહારેરે, મેરૂ નહીં કદી ફરે.-જેને.
પ્રેમની શક્તિ છે ખૂબ ન્યારી, કોથી નહીં કથાય;
કાષ્ઠ કોચે છે જે અલિ, પદ્મ મહીં સપડાય;
ચુંબક ને દેખીરે; જુઓ લોહ ક્રિયા કરે;
જેનું મન છે પ્રભુ માંહી, કોથી ન લપટાય;
પકવાન આરોગે છે નિત્યે, ઘેંસથી શું હરખાય;
હસ્તિ ભોગી સિંહરે, કહો ઘાસ તે શું ચરે.-જેને.



